ગુજરાતી.

# સાતમી ચોપડીના અર્થ.



શબ્દોના મૂળ શબ્દોની વ્યુત્પત્તિ, કવિતાની
સમજુતીના વર્ણન સહીત.



બનાવનાર તથા છપાવી પ્રગટ કરનાર.
**ઝવેરી ચંદુલાલ ઘેલાભાઈ.**

(આવૃત્તિ પહેલી) પ્રત ૧૨૦૦



**અમદાવાદ.**
સ્વદેશભક્ત પ્રિન્ટિંગ પ્રેસ.
કીમત ૬ આના.

૪૧૬૧

# સાતમી ચોપડીના અર્થ.

**પાઠ ૧ લો.**

ભજો (સં) પ્રાર્થનાકરો સ્તુતીકરો.
ભવતારણ-(ભવ-જન્મારો. તારણ-બચાવનાર) જન્મારો બચાવનાર. ઓધ્ધાર કરનાર, સંસારસાગરમાંથી ઉગારનાર
શ્રીભગવાન (સં) પરમેશ્વર, પ્રભુ, ઇશ્વર.
નીજ (સં) પોતાનું.
અભીમાન (સં) મદ, ગર્વ, મગરૂબી, અહંકાર.
અંતર (સં) હૈયુ, મન, દીલ, અંતઃકરણ, કાળજુ.
સ્રજનાર-ઉત્પન્ન કરનાર, રચનાર, બુનાવનાર, પેદા કરનાર.
ગુણગાન-ગુણગાવા
સુધરેલ-સારા ધારાને નામાર નસુધારાવાળા.
સમાન (સં) સરખા, બરાબર.
દીલદઈ-મનરાખી.
પરમારથ (સં) (પરમ પારકો. અર્થ-કામ) પારકુકામ.
મત-અભિપ્રાય, સલાહ.
ઉર-દીલ, મન, કાળજુ.
હામ-હિંમત.
આળસ-સુસ્તી.
નીર (સં) જળ, પાણી, તેજ.
દામ (હિં) પૈસા, વસુ.
નિત્ય-હમેશા, દરરોજ
નેક (ફા) વ્યાજબીપણું, ટેક, નિયમ, પ્રમાણીકપણું.
છકી-છાકી, બેહેકી.
મરજાદ (સં) વિવેક, નીતી, ભાર, મુલાજો
છેક-તદન.
બકી-લવી, નકામુબોલી
સાંખી-સહનકરી.
સભાસદ (સં) મંડળીમાં બેસનાર, સભામાં બેસનાર.
વેણ-વચન, બોલ.
નરદુષ્ટ (સં) (નર-દુષ્ટ) પાપી માણસ.
દુઃખદેણ-પીડા, દુઃખ આપનાર.
મદ્યપાન (સં) દારૂપીવો
નેણ [સં] ચસ્મ, નેત્ર, નયન, આંખ, ચક્ષુ.
મણીધર (સં) (મણી-ધર-ધરનાર) મણીધરનાર, (સાપ.)
પંડીત (સં) વિદ્વાન.
પેકો-હુશિઆર.
વિશેષ્યજ (સં) બહુ, ઘણું.
ટકો-ત્રણ પૈસા.
સજ્જન [સં] [સ-સારા જણ-માણસ] સારા માણસ.
દગો-વિશ્વાસઘાત.

ક્રુર [સં] ઘાતકી, નીર્દય.
વગો–પક્ષો, વશીલો.
નુર (આ) તેજ, આબરૂ.
બડી [હિં] મોટી.
વાત–કથા.
તડી–ધસીઆવી,ધાધ ઉછલી, ચીડાઈ, ખીજવાઈને.
હણવી–મારવી.
રળિઆત–મગ્ન, ખુશ, ચેન, ખુશાલી.
છણીછણી–ગાળી ગાળી.
પાન[સં]પીવું. આછમન કરવું.
શુભ(સં)સારૂ, કલ્યાણ
આવક જાવક–ઉપજ નીપજ.
ખાળ–ચોક.
ક્ષણુ [સં] પળ, જરા, પલક.
કાળ (સં)વખત,ક્ષણુ વેળા.
નીરૂદ્યોગી[સં] [ની–નહીં–ઉદ્યોગી–મહેનતુ] મેહેનતુ નહીં તે.
ખતા [આ] ઠોકર.
નીરૂદ્યમી [સં] ધંધા વગરના,ઉદ્યોગ વગરના.
ઠામ–ઠેકાણું.
ગતાંગત–જતાં આવતાં.
છત–વધારો. સંગ્રહ. સધળો.
મતીહીણ[સં) (મતી–અકકલ, હિણ–મારેલી] અકકલ વિનાનો
મુઢ[સં]મુરખ, ઠોઠ.
જન [સં] માણસ.
જાત [સં] નાત.
રતી (સં) જરા,અંશ માત્ર.
પ્રભુજી [સં] ભગવાન.
અતીશય–બહુ.
ઉત્પાત–ઉથલપાથલ, તોફાન, ધમાધમ.
ગમાવીજ–ખોઈ.
વૃથા[સં]ફોગટમીથ્યા
દીનનીશ [સં] દહાડો ને રાત.
જમાવીજ–લગાડવો.
ભકતી [સં] સેવા.
જગદીશ[સં]પરમેશ્વર
નમાવીજ-પાએલાગી
ગુરૂ [સં] ધર્મઉપદેશક શાસ્ત્ર બોધક મેહેતાજી.
પદ[સં] ચરણ, પગ.
શીશ (સં) માથુ.
સમાવી–શાંતપમાડી.
રૂદીઆતણી–મનની.
રીશ–ક્રોધ.

# કવિતાની સમજુતી.

સંસારરૂપી સાગરમાંથી પાર ઉતારનાર જે પ્રભુ તેની સેવા કરો અને પોતાના રૂદયમાંથી મગરૂબી છોડી દો; તમને બનાવનારના ભજન કરવાને તૈયાર થાઓ, અને બધા સારાધારાને માનનારા માણસો જેવા થાઓ. (૧) બીજાનું બલુ થાય એવા

કામો ચિત દઇને કરો, અને એજ સાચી ધારણા એવું તમારા દીલમાં રાખો; વળી સુસ્તરૂપી જળ તેમાંથી તરી જાઓ [એટલે સુસ્તી તમારા મનમાંથી કાઢી નાંખો] અને ઘણા પૈસાનું દેવું કરતાં ધાસ્તી રાખો. (૨) તમારે બરાબર સમજીને હમેશાં નિયમ પ્રમાણે વર્તવું, અને છકી જઇને આબરૂ મુકી દેવી નહિ અને જે નિયમો સારી ચાલના હોય તેને મુકી દેવા નહીં, અને એક અક્ષર પણ અસત્ય બોલવો નહીં. (૩) મંડળીને વિશે આવનાર જે સારા માણસો સાંખી ન શકે એવો બોલ બહુ દુઃખનો આપનારો તેજ બાબે; દારૂ પીનારની આંખો જેવી રીતે ઘેરાઈ જાય છે, ને તે નાગની માફક હાલ્યાં કરે છે. (૪) કોઈ આદમી ફકત કકો શીખીને વિદ્વાન માણસ જેવો ડોળ દેખાડે, અને તેને પકકો કીધા પછી તો વળી વધારે વિદ્વાનપણાનો વેશ ધારણ કરે એવો માણસ જો કે જીતી ન શકાય તોપણ તેની કીંમત ત્રણ પૈસા જેટલી પણ થતી નથી. (૫) સારા આદમી સાથે નકકી સગાઈ રાખવી, અને દુનિઆમાં જે વિશ્વાસઘાત કરે એવાથી દૂર રહેવું; તમે કોઈપણ દિવશ લુચ્ચા અને ઘાતકી ન થશો તેથી તમારી પક્ષો [સારા માણસ સાથે ભાઈબંધી થશે] વધશે અને તમારા મોઢાનું નુર પણ વધશે. (૬) તમારા પોતાની મોટાઈ વિષે ગપાટા મારવા નહીં, અને કોઈની સાથે લડીને કોઈના માલનું નુકશાન થાય તેવું કદી પણ કરતા નહીં. કુદી કુદીને કોઈને લાત (પાટુ) મારવી નહીં. ને કોઈને દુઃખ દઈને મનમાં રાજી થવું નહી. (૭) ઘણી ઘણી તરેહથી કળાઓ મેળવીને વિદ્વાન થાવ, અને ધન તથા ધાન્ય વિચારી વિચારીને વાપરવું; અને ઘણી તરેહથી અકલ રાખવી, અને પાણી સ્વચ્છ કરીને (ગાળી) પીવું. (૮) પાણી રોકવાને વાસ્તે આગળથી

કીનાર બાંધો. (કોઈપણ કામ કરતાં પ્રથમથી વિચાર કરો), અને કોઈ એવો શોધ કરો કે જેથી પેદાશ અને ખરચ સરખાં થાય. મતલબ એકે નિતિ પેદા કરો, અને નિતિથી વાપરો; એક પળ વેળાની ઘણી કીમત ગણો. અને જ્યાં કાંઈ મેહેનત થતી ન હોય તેવે ઠેકાણે રહેતાં બીહો. (૯) જે માણસને પોતાના હાથ પગ છતાં કામ ન કરે, એવા મેહેનતુ વિનાના માણસો (આળસુ, સુસ્ત ) બહુ ઠોકર ખાય છે. ( નુકશાન ભોગવે છે. ) એથી કરીને જતે દિવશે (કેટલાક દિવસ ગયા પછી) તેણે પોતાની આરામ પામવાની જગા છોડવી પડશે, ને ગામમાં તેને આવતા જતા કોઇ કંઈ પણ લેખામાં ગણશે નહીં.(૧૦) ને આથી કરીને જે આપણી પાસે પૈસાની છુટ હશે તે જતી રહેશે ને તંગી આવશે. (દુ:ખમાં વધારો થશે.) અને માણસજાત તેને અકકલ વિનાનો કહેશે અને આથી પરમેશ્વર જરા પણ ખુશ રહેશે નહીં અને વધારે દુ:ખમાં આવી પડીશું. (૧૧) માટે દીવસને રાત તમો નકામી ખોતા નહીં, અને આ દુનિઆના ઉત્પન્ન કરનાર પ્રભુની સેવા કરવા લાગી જાઓ; તમારા ગુરૂ (વિદ્યા શીખવનાર, ધાન્ય પુરૂ પાડનાર, અને બીકથી ઉગારનાર ) ના પાયે માથુ નમાવી દો, અને તમારા મનનો ક્રોધ શાંત પમાડો. (૧૨)



**પાઠ ૨ જો.**

લોચન(સં)ચક્ષુ, ચક્ષમ આંખ, નેત્ર, નયન.
કરાળ–ભયંકર, બીહામણું.
ઠરાવવું–નક્કી કરવું, ચોકસ કરવું.
હરખાતણું–ખુશી થવાનું, આનંદ પામવાનું
ડરાવવું–બીવરાવવું. ધમકાવવું.
હરામ–ખરાબ લુચ્ચો
ધરાવવું–આપવું, કહેવડાવવું.
ટકાવવી–ચાલતી રાખવી, જારી રાખવી
તકાવવી–મનદાઇને જો

વી, ધારી રહેવી.
રજ[સં]કણી, રજકણ
સોધન [સં] તપાસ, ખોળ, શોધ.
ધકાવવી– હડસેલવી, પોચાડવી.
ગતી–રીત,ચાલ, અક્કલ.
પકાવવી–પાકીકરવી.
ચતુરાઈ–ડહાપણ હુશિઆરી.
નખાવવી–કહાડી નાંખવી.
દુર–છેટે, વેગળે.
ધખાવવી– સળગાવવી, બળતી રાખવી, જાગતી રાખવી,
ઉદ્યમ(સં)ધંધો મહેનત, રોજગાર, વેપાર
ધુણી—ધુમ્મરખાનુ, ધુમ.
ભ્રાત [સં] બાંધવ, ભાઈ.
લગાવવી–મારવી, ઠોકવી, જડાવવી.
શીર[શિ]માથે,મુસ્તકે
લાત–પાટુ.
ડગાવવી– ખશેડવી, આઘી કરવી, દુર કરવી.
જડતા–બેવકુફી, અક્કલ વિનાના.
ફગાવવી–કાઢી નખાવવી, ફેંકીદેવરાવવી
ફેલ[આ]ઢોંગ.
ફીતુર(આ)હુલ્લડ, તોફાન, સેતાન.
ભગાવવી–તોડી પાડવી,દુરકરવી,ભાંગવી.
ભયંકર[સં]બીહામણી
મચાવવી– ચાલુ રાખવી.
સોબત–મીત્રાઈ.
રચાવવી–બનાવવી.
કવિતા–પદ.
સુખકારી (સં)સંતોષ આપનારો.
બચાવવી–એકઠીકરવી
નચાવવી-નાચકરાવવો
નિર્લજ નારી (સં)[નિઃ નહિ લજ–લાજ ) આબરૂ વગરની સ્ત્રી (ગુણકા)
તજાવવી–છોડી દેવી, મૂકી દેવી, કાઢી નાખવી.
તુચ્છપણા(સં)હલકાઈપણા.
ભજાવવી–શોભાવવી.
સજાવવી– રચાવવી, સ્થાપવી, બનાવવી.
સુંદરનીતી–સારી ચાલ, સારીરીત.
બનાવવી–કરવી, ભરવી.
નોકરી–ચાકરી ગુમાસ્તી.
નાથ[સં]ઈશ્વર, સ્વામી,કંથ, વર, ધણી.
બુઝાવવી–શાંત પાડવી, ઓલાવવી.
લોચન–આંખ.
ઝાળ–આંચ, ભડકો.
રૂઝાવવી– મટાડવી, સારીકરવી,ભુલાવવી
ચુગલી(હિં) ચાડી;
ઝુઝાવવી–લડાવવી.
કુબુદ્ધી(સં)[કુઃ ખોટી, બુદ્ધી-અકકલ)નઠારી અક્કલ, ખરાબ સમજણ.
દુઝાવવી–દોહરાવવી, ખેડવી;
રસાળ(સં]ફળદ્રુપ; રસકસવાળી;
ઘટાડવી–ઓછીકરવી,
ચટાડવી–ચખાડવી;

સુમતિ(સં)[સુ-સારી; મતી-અકલ] સારી અકલ સ્વચ્છબુદ્ધી;
વટાડવી-જવાદેવી,વાટીનાખવી પીસીનાખવું, ચુરા કરવા.
મટાડવી-ઓછીકરવી કાઢીનાખવી.
ફીકર-ચીંતા.
ઉમંગ[સં] હોંશ
પડાવી-ફેંકી દેવરાવી, નાખીદેવરાવી, પાડો નંખાવી
વીસાત-માલ, જીવ જીકર, દમ,
અડાવવી-ઉડાવવી ગપમારવી. લાહરી કરવી.
લડાવવી-ટંટા કરાવવો.
ઘડાવવી-રચવી, બનાવવી.

ઘાત-મારી નાખવું, કોઇના જીવનું નુકશાન કરવું.
ગણાવવી-ગણતરી કરાવવી, કહેવરાવવું.
ઉદાર-(સં) ઉમરાવ, સખી, દોલો, મોટો.
અણાવવી-લાવવી,
ઉત્તમ(સં) મોટી,શ્રેષ્ટ
અપાર(સં)[અ-નહી; પાર-છેડો) છેડો નહીં તે).
કિર્તી (સં)-આબરૂ, જશ, વખાણ, કામની પ્રખ્યાતી.
કથા(સં)-વાત,વાર્તા.
ખણાવવી-ખોદાવવી.
ખાણ-ભંડાર. ખાડો.
મુલદાર (સં)-કીમતવાન.
છપાવવી-પડાવવી,ગણાવવી, જાહેરકરવી

છેલ-રંગીલો, ફાંકડો, લાલ, અલબેલો.
છાપ-શીકકો, મોહર.
ખપાવવી-વેચવી, કહેવરાવવું
ખાપ-આરશી.
જપાવવી-ભજન કરવું સ્મરણકરવી,બોલવી
અમાપ(અ-નહી. માપ-ગણત્રી) માપ નહી તે.
થપાવવી-સ્થાપન કરવી.
ઉન્મત(સં) તોફાની.
અભીમાન-અહંકાર.
અસત્ય[સં](અ-નહી સત્ય-સાચુ) સાચુ નહીં તે. જુઠ.
વાગત-હેવાલ,હકીકત તપસીલ.
વાદ(સં)તકરાર, હઠ.
વદો (સં) બોલો.

# કવિતાની સમજુતી.

કામ કરાવવું તે એવી રીતે કે જેથી બીજાનું સારૂં થાય, અને ઠેકાણું એવું મુકરર કરવું કે જ્યાં એકાથી આરામ મળે; વળી મનને હરામખોરી કરતાં ભય બતાવવો, અને નામ ધરાવવું તો ધર્મી છે એવું આપવું. (૧૩) પરમેશ્વર ઉપર માયા ખ-

રા મનથી રાખવી, જરાએ જરા સોધવાની ટેવ પાડવી વળી દીલમાં હમેશાં વિચાર કરવાથી, અને અંતઃકરણ હોંશીઆરી વધારવી. (૧૪) જે વાત લખાવવી તે સત્ય લખાવવી, (સાહેદી પુરવા વિગેરેનાં કામો) રાત દિવસ સારી રીત રખાવવી; મનમાંથી નીર્દયપણું કાઢી નાખવું, અને ભાઈઓ હમેશાં ઉદ્યમની ધુણી સળગાવવી [ઉદ્યમ જારી રાખવો] (૧૫) લોભના માથે પાટુ મારવું, (બહુ લોભ ન કરવો) અને મુરખ માણસોને સુધારવા; ઢોંગ ને ફીતુર કરનારને કાઢી મૂકવા, ભાઈઓ ભયંકર ચાલ હોય તેને છોડી દેવરાવો. (૧૬) સારા માણસની ભાઈબંધી સારી રીતે કરવી. અને કવિતાઓ એવી લખાવવી કે જેથી આત્માને સુખ ઉપજે; વળી પોતાની મીલકત તો સમજણથી બચાવવી, અને લાજ વિનાની સ્ત્રી ( વેશ્યા ) ને નચાવવી નહીં. (૧૭) કોઈનામાં હલકી ટેવ હોય તે છોડાવી દેવી, અને વિવેક વધારીને સારી વાત શોભાવવી વળી સારી નીતીઓ બતાવવી, અને એકજ ધણીની ( પરમેશ્વરની નોકરી કરવી] (૧૮) પોતાની આંખમાં ખાર રાખવો નહીં, અને ચુગલી તથા ચોરી કરવાની વાત હોય તો છોડી દેવી; તેમજ સરસ તથા નરસ જે અકકલ તે એક બીજા જોડે લડાવવી ( સારી અકકલ લેવી ને ખોટી કાઢી નાખવી ) અને જે ધરતી ફળદ્રુપ હોય તે ખેડવી. (૧૯) શરીરમાંથી ઘણી સુસ્તી કાઢી નાંખવી, તથા તે સાથે સારી અકકલ લેવી (સુમતિ સાકર ચટાડવી ) વળી કંઈ પણ ચિંતા ન રાખતા જે દુઃખ આવે તે કાઢી નાંખવું, અને હોંશ આપીને મનની ચીંતા દુર કરવી. (૨૦) જેમાં કંઈ માલ ન હોય તે વાસ્તે લડાઈ કરવી નહીં, અને આડી આડી વાતો ન કહેવી, તેમ કોઈની નાતમાં લડાઈ કરાવવી નહીં; કોઈના જીવને નુકશાન થાય

એવો ઈલાજ કરવો નહીં. (૨૧) આપણે આપણું ઉદારપણું ગણાવવું અને સારી વસ્તુઓ ઘણી હોય તે મંગાવવી; વળી આપણને સુખ થાય એવો સારો જશ કહેવરાવવો. અને ખાણો એવી ખોદાવવી કે જેમાંથી કીમતી વસ્તુઓ મળી શકે. (૨૨) ફાંકડેરાવની છાપ આપણે પડવા ન દેવી; અને અક્કલ રૂપી આરશી ઘણી ખપાવવી (બધે જ્ઞાનનો ફેલાવો થાય તેમ કરવું) પ્રભુના ગુણ બહુજ ગવરાવવા અને પાપ ન લાગે તેને સારૂ સારા ચાલ રાખવી (૨૩) મોટી પદવી મળે એટલે અહંકારી ન થવું, અને અહંકાર ને જુઠ આ બે વાના છોડી દેવા; આ કથા સાંભળીને મતલબ યાદ રાખવી, અને દલપતરામ કવી કહેછે કે નકામી તકરાર કરવી નહીં.



## પાઠ ૩ જો.

નવરાશ—ફુરસદ, અવકાશ.
વેળા—વખત.
માસ્તરે(અં)મેહેતાજીએ, શીક્ષકે અધ્યારૂ.
વર્ગના—કલાસના.
નિશાળીયા—વીદ્યાર્થી
નકામા—કામવગરના.
મિત્ર [સં] ભાઈબંધ, દોસ્તદાર.
મરજી—ખુશી.
ધારા—રીવાજ પ્રમાણે.
નિત્ય—હમેશ.
ઉતાવળે— જલદીથી, તાકીદથી.
જગાપર—સ્થાનકઉપર ઠેકાણે.
અટકળી(હિં)ખ્યાલ, તર્ક, કલ્પના બુદ્ધી.
આશ્ચર્ય(સં)નવાઇ.
મલકાવીને—હસીને
ધાકથી—બીકથી.
ફોકટ— વ્યર્થ, નકામો, અમસ્તો.
હિસાબમાં[આ)ગણીતના દાખલમાં ગણીત કામમાં.
અમૂલ્ય(સં)(અ—નહીં મૂલ્ય—કીમત.) જેની કીમત નહી તેવી.
નફો—ફાયદો.
ગુમાવીએ— ખોઈએ, કાઢીનાખીએ.
પરમેશ્વર(સં)[પરમ× ઈશ્વર, મોટોપરમેશ્વર
મજુરી—કામ.
શીખી—ભણી.
વિદ્વાન(સં)પંડીત.

અવશ્ય[સં]જરૂર, ખચીત.
લાભ(સં)ફાયદો, નફો, કમાઈ, રળી.

## પાઠ ૪ થો.

છોડવા—કુમળા ઝાડ, ઝાડના વેલા.
કશામાંથી—કોઈમાંથી
ઈજીપ્ત(અં)મીસરદેશ
પાકેછે—પેદા થાયછે
ગામરી-ગુચ્છો.
બહુજ—ઘણાજ
શોભાયમાન(સં)સુંદર શોભીતા
ટોચ—ઉપરનોભાગ, મથાળુ, શીખર
ઝુકી—નમી, ઝુલી, ઝોલાખાતી
ઉપયોગી[સં]ખપની
મૂલક[આ]દેશ
સોહેછે—સુગંધ મારેછે
ભીડો—ગળ્યો.
કોલ—શેરડી પીલવાનો લાકડાનો સંચો.
પીંડ—લાકડાનું કુંડું, પેટીઓ.
દેશાવર(સં)પરદેશ, દેશાંતર, બીજે મુલક
તમામ[આ]બીલકુલ, તદન.
સફેદ[ફા]ઉજળીધોળી
તરેહ(આ)રીતરીવાજ પ્રકાર.
પરિક્ષા[સં] કીંમત, તપાસ.

## પાઠ ૫ મો.

ગ્રેટબ્રિટન(અં)ઈંગ્લાંડ વેલ્સ, સ્કાટલાંડ ત્રણ નેકહેછે.
ડુંગરા—ઉંચા ટેકરા.
ઉજડ વસ્તી વગરનો.
ભરપુર—પુરો ભરેલો, ઘણોજ, ખાલી નહીંતે.
કીનારે—કાંઠે.
અહાર(સં)ખાવું, ભક્ષણ કરવું.
કાફલો(આ) ટોળુ, ઘણામાણસનો જથો.
લીલોતરી—લીલી વનસ્પતી, લીલાઝાડ.
ઝરણ—ધીમેથી પાણી પડે તે.
વહેછે[સં] ચાલેછે.
પુષ્કળ[સં]અત્યંત, ઘણુંજ, બહુ.
રાજધાની[સં] રાજ્ય; ગાદી, મોટું શેહેર.
રળિઆમણુ—શોભાયમાન, સુંદર.
ચોડાં—પોહોળા, ચોખંડા.
કારખાના(ફા) હુન્નરના ઠેકાણાં, વખારો.
સપાટ—સીધું, પાંશરૂં, ખાડા ખાબોચીઆ વગરનું.
પરગણા—તાલુકા.
આબાદ [ફા] ફળદુપ, પાકવાળા.
દોલત—(આ)પૈસો, ધન

## પાઠ ૬ ઠો.

નીપજેછે—પેદા થાયછે.
બંદરો(ફા)નદીઅથવા દરીઆકાંઠે આવેલું શેહેર
બહોળો—ઘણોજ મોટો અતિ.
મુખ(સં)મોં, મોહોડું,
સમૃદ્ધિવાળુ[સં] ધનવાન, દોલતવાળુ.
ઈમારતો(આ)મોટાઘરો, હવેલીયો.
ટટ્ટુ—નાના ઘોડા.
આખલો—સાંઢ, ગોધો,

જંગલો[ફા]વનો, રાનો રણો.
શરદી(ફા)ભેજ, ભીની હવા.
નિરંતર(સં)સદા,રોજ હમેશા.
આઇરિશ[સં] આયર્લાંડના લોક.
બળતણ- બાળવાના લાકડાં.
ધુમાડીઆં- જેમાંથી ધુમાડી જાય તે.
ભુંડ-ડુક્કર.
દેખાડન-રચના,શોભા
સુઘડતાઈ- સ્વચ્છતાઈ
દેખાવ-શોભા, ખુબી, રચના.

## પાઠ ૭ મો.

રોપણી-રોપવું, વાવવાનું કામ.
જેસલી-ખેતીનું દાતાવાળુ ઓજાર.
તે વતી-તેનાથી.
ચાસ-હળથી ખેતરમાં જે લીટા પડે છે તે.
અધવાર્યો-અડધો થયો
માફક[આ]ઠીક, અનુકુળ, બેસતુ.

કાળિઓ-કાળો તમાકુ
જરદો-પીળા રંગનો તંબાકુ.
ચરોતર-નર્મદાથી તે સાબરમતીનો મુલક
ગોરાડુ-ભગરી રેતવાળી,પીળચટી.
ખાતર- ઘાસ છાણુ વીગેરે કોહેલો કચરો.
રોપા-છોડ.
ચોરસ-ચોખંડી જેની ચારે બાજુ સરખી તે
નીક-નીકોરી, નહેર.
છાંયો-છાંયડો, ઓળો શીળો.
ઝાકળ-ઓસ.
જુડી-કલો, પડદી.
ખાદ-નુકશાન, ઘટ.

## પાઠ ૮ મો.

સીંચી-ગોઠવીને.
તપખીર-છીકણી.
ગડાકુ-હુકામાં પીવાની તંબાકુ.
તલપદો-દેશી સારો.
ખાનદેશી- ખાનદેસ તરફનો તલપદો નહીં તે.
ણી-બીઆં.

ઘઉંવર્ણું-ઘઉંના રંગ જેવા, રસાસ પડતા
વ્યસન(સં)ટેવ, લત, મહાવરો.
બગાડ-નુકશાન, ખરાબી.
ઉધરસ-ખાંસી, દમ, હાંસો.
ઝેણુ-રજ તીખી સોરમ.
શરમ-લાજ
સોપારણી-સોપારીનું ઝાડ.
તુરી-ફીકી, સ્વાદ વગરની.
કાતરા-મોંની ચામડી આળી થાય તે.
કાચલીટ-ખઈ, દમ, ખાંસી.
ઉત્પન્ન-પેદા થાય છે.
કંઠ-સ્વર, રાગ, ડોક.
વસ્તુ-ચીજો.
મેલ-છોડીદે, તજીદે, મુકીદે.
રેઠાણુ-રહેવાનુ ઠેકાણું મુકામ.
પકવાસા-પાટીઆની લાંબી સાંકડી ચીપો

## પાઠ ૯ મો.

પ્રખ્યાત(સં)નામીચો વખણાયલો.
દાકતર(અં)ઈંગ્લીશ વઈદ, હકીમ.
અવતર્યો[સં]જન્મ્યો.
નિર્ધન(સં)ધનવગરનો ગરીબ, રંક.
ફારશી(ફા)ઇરાનીભાષા, બોલી,
કચેરી—કોર્ટ.
સાહેબલોક—ગોરાલોક, ઈંગ્રેજ.
અમલદાર(આ.ફા) હુકમ બજાવનાર.
ઓળખાણ—પીછાન,
દેશી—વતની; પોતાના દેશનો.
ખાંધે—ખભે.
મફત[આ]વગરપૈસે.
અડચણ—હરકતપડી.
ઉમેદ(ફા)હોંશ, અભિલાખ, ઈચ્છા.
અસ્થ[સં]પૈસાદાર, મોટાકૂળનું માણુસ. આબરૂદાર.
વૈદ્યકશાળા[સં] દવાખાનું.
શાળા(સં)નિશાળ.
નાપસંદ(ફા)નાપાસ.
પસંદ(ફા)પાસ, પરીક્ષામાં પસાર.
પાઠશાળા(સં) નિશાળ, મદ્રેશા.
પત્તકર્યું—ગણકાર્યુંનહીં
માનપત્ર(સં) આબરૂની નીશાનીનું પત્ર.
છચોક—ખુલ્લીરીતે, જાહેરાત.
ખરિસ્તિ—ઇશુખરિસ્તનો ધર્મ.
સર્જન[સં]વાહાડ કાપનારો વૈદ.
સ્વદેશ[સં]પોતાને દેશ
નોકરી(ફા)ચાકરી સેવા, જગા.
ઉંચો—મોટો, ભારી.
દરજ્જો (આ) પદવી, હોદ્દો, હુકમત.
ચરિત્ર(સં)કરેલાંકામો, લક્ષણ.

## પાઠ ૧૦ મો.

વિક્રમ—મોટો પરાક્રમી રાજા થયો છે.
રાજસભા(સં)રાજમંડળી, કચેરી.
ઉદ્યોગ(સં)મેહેનત.
ભુપ[સં] રાજા.
ધુરંધર—ગાડાનું ધુસરૂ. ધરનાર, મોટો.
આમદ—સભાસદો,ઉમરાવો.
ક્ષેત્ર[સં) પવિત્રજગા, ખેતર
સ્વરૂપ(સં)ચેહેરો, કાંતી, શીકલ
તંબોળી(સં)પાન સોપારી વેચનારો.
દેહ—શરીર,
લાવિયો—લાવ્યો.
કસ્તુરી (સં)—એક જાતની મોંઘી ચીજ કે જે મૃગની ડુંટીમાંથી નીકળે છે.
રાયે(સં)રાજાએ, ભુપે
પંડિત(સં)વિદ્વાન.
જોશી(સં) જ્યોતીશશાસ્ત્ર જાણનાર.
પુર(સં)નગર, શેહેર.
પ્રધાન [સં] દીવાન, વજીર, મંત્રી.
મહિપતી (સં) રાજા.
માન—આવકાર, આબરૂ.

વંહેચી—આપીદીધી.
છાબ—રકાબી.
વિશેક—ખુબ, વધારે:
સકળ(સં)સઘળી સં-
પુર્ણ; બધી.
નિરખ્યા (સં) જોયા;
નિહાળ્યા.
વાધ્યા—વધ્યા.
તીરથ(સં)પવીત્રધામ
જાત્રાસ્થળ; નદીકાં-
ઠે જે જગ્યા હોયતે.
દરશણ(સં)ઝાંખી;ભે-
ટ ભેરી; દેખવું.
ખોટ—ટોટો; તંગી;
ન્યુન.
પૃથ્વીપતી[સં] રાજા;
પૃથ્વીનો ધણી.
પ્રસન (સં) ખુશી.
ફુલે—વધે.
કમળ[સં] એકજાતનું
ફુલ.
અદકું(સં)વધારે; વી-
શેષ.
નિત્ય (સં)હમેશાં.
અમતણું—અમારૂં.
દર્પણ (સં) દરશણ.
નિરખોછો(સં)જુવોછો
નેત્ર (સં) આંખ.

દીન[સં] ગરીબ, રાંક
દહાડો, દીવસ.
દીનકર(સં)ચંદ્ર, મોટો
માણસ.
કરૂણાથી (સં) દયાથી
મેહેરથી.
મંદીર(સં) દેવસ્થાનક
ઘર.
દીપકે (સં) દીવાથી.
રીઝીએ—ખુશી થઇએ.
ન્યાલી—નજર કરી.
નેહ[સં]સ્નેહ,પ્યારહેત
નવાણ—પાણીના ઠેકા
ણા [ કુવા, તળાવ,
વાવ વગેરે.
દેવસ્થલ[સં] દેવાલય
દેવસ્થાન.
દીસીએ(સં)દેખાઇએ
જણાઇએ.
ઉછેરનાર—મોટા કરના
ર. ઉછવાડનાર.
અધિપતિ(સં)ઊપરી
રાજા.
પાડ—ઉપકાર.
ભરતખંડ (સં) હીંદ
સ્તાન, આ નામ ભ
રત રાજાના નામ ઉ
પરથી પડેલું છે.

બેટ—દ્વીપ.
ઉજેણી—માળવાનીરા
જધાની, ઉજન ન-
ગરી તે ક્ષીપ્રા નદી
ઉપરછે.
નગરી(સં)શહેર, પૂરી.
કષ્ટહરણ[સં] દુઃખહ-
રનારો; દુઃખભંજન.
કૂપ (સં) કુવો.
નિદ્રા[સં] ઉંઘ.
ભોજન (સં) જમવું,
પરમારથ[સં]પારકૂં.
પૂણ્ય(સં)આશીશ ધ-
ર્મ, દાન.
આણ—દુવાઈ, આજ્ઞા,
દુઆ
ન્યાયશાસ્ત્ર[સં] ઇનસા
ફના ધારાનં પુસ્તક.
ન્યાય(સં) ફેંસલો, ઈ-
નસાફ, ચુકાદો.
રંક (સં) ગરીબ.
શત્રુ (સં) દુશ્મન.
મિત્ર (સં] ભાઇબંધ.
દોસ્તદાર.
સુત (સં) છોકરો.
પરિવાર [સં] કુટંબ
કબીલો
આહાર ( સં ) ભક્ષ

| ખાતુ. | લત. | ત્રીજ જેનો પરા |
|---|---|---|
| અલખત-લક્ષ્મી, દો | અપરંમપાર [સં] ધ- | નહી એટલી. |



# કવિતાની સમજુતી.

વિક્રમ નામે એક મોટો રાજા હતો, અને તે ધર્મનોજ ધારણ કરનાર અને ધર્મના રૂપ જેવોજ હતો. તે રાજા એક દિવશ સભા ભરી બેઠો હતો તે વખતે તે રાજાનું શરીર ઘણુંજ શોભાયમાન હતું, તે વખત એક તબોળી ત્યાં પાનના બીડા છાબમાં ભરીને ત્યાં આવ્યો. તે બીડામાં કાથો ચુનો અને કેસર તથા કસ્તુરી પણ માંહે મુકયા હતા. રાજાએ બીડા હાથમાં લેઈને સભામાં બધા વેચ્યા; તે સભામાં પંડિત, જોશી, શહેરનો પ્રધાન વગેરે કારભારી બેઠા હતા, તે બધાને રાજાએ માન સાથે તે બીડાં આપ્યાં. છાબ કે જે ભરપૂર ભરેલી તેમાં સઘળાં બીડા વહેંચી દીધાં અને છેવટે એક બીડું રાજાના હાથમાં રહ્યું, તે એક રહેલું બીડુ પણ રાજા આપવા જાય છે તે દરમિયાનમાં સઘળી સભા બોલી ઉઠા—તે એકે હમે તમારા જેવા ગુણવંત રૂડા રાજાને જોયા ત્યારથીજ હમને પાન મળી ચુકયા તે. અને હમારા રૂપ પણ સારાં થયાં છે, હમો તીરથ જેવા પુણ્યાતમા રાજાના રોજ દરશન કરીએ છાંએ, અને તમો પૃથ્વીનાથ હમારા ઉપર પ્રસન્ન છો, તો પછી હમારે કાંઇ પાનના બીડાની ખોટ નથી. જેવી રીતે પાણી માંહેલા તરેહવાર કમળો ખીલેછે, તેમ હે રાજાજી તમોને જોયાથી અમારૂં શરીર ઘણુંજ પ્રફુલ્લિત થાય છે. (હમો ઘણાજ ખુશી થઈએ છીએ) હે રાજા-

જી તમો અમોને સભામાં આવતાં ઘણું માન આપો છો, તેથી અમારા મોં પાન ચાવ્યા તુલ્ય લાલ દેખાય છે ને શોભે છે. વિદ્યાર્થી જેમ માણસ શોભે છે, અને તીર્થ ઉપર દરશનની શોભા સારી દેખાય છે તેમજ રાજાજી આપ હમારા ઉપર હેતથી જુઓ છો, તેથી હમો સારા દેખાઇએ છીએ. દિવશ જેમ સૂરજથી શોભે છે તેવી રીતે તમારી મહેરબાનીથી અમો શોભીએ છીએ, માટે રાજાજી વધારે શું પૂછોછો. વળી ઘર જેમ રાત્રે દીવાથી શોભે છે, અને આપણું શરીર ધર્મકરણીથી શોભે છે તે વીજ રીતે હે રાજાજી તમારૂં હેત જોતાં અને તમારી કૃપાથી અમો ઘણાજ ખુશી થઇએ છીએ. વળી કુવા, તળાવ, વાવ, વિગરે પાણીવાળા સ્થળો જેમ પાણીથી સારા દેખાય છે, દેવ જેમ દેવસ્થાનમાં (દેહેરામાં) શોભે છે તેવીજ રીતે આપના તાબેદાર સેવકો એવા જે હમો સભાસદો તે તમારી મેહેરબાનીથી શોભીએ છીએ. હે રાજન તમો હમેશાં અમારી હોંશ પુરી પાડો છો તેથી અમો ઘણાજ ખુશી છીએ. વળી અમોને ઉછેરનાર પણ આપજ છો [મતલબ કે તમારૂંજ ખાઇએ છીએ.] તો હે રાજાજી હવે પાનનો શો પાડ અધુરો છે. [માટે આટલું બીડું તો આપજ ખાશો] આ જંબુદ્વિપ [પૂર્વ મહાદ્વિપ]માં ભરતખંડ (હિંદુસ્તાન છે) તેમાં ઉજેણી નામા નગરી છે ને ત્યાં વિક્રમ કરીને મોટો રાજા થઈ ગયો, તે સઘળા દુઃખીના દુઃખ મટાડતો અને ઘણોજ વિદ્યાવંત પુરૂષ હતો તે જ્યાં સુધી જીવ્યો ત્યાં સુધી તેણે જશ લીધો, ને તેણે કોઈ દિવશ સુખથી ખાધું નથી તેમ સુખેથી ઊંઘ્યો પણ નથી; તેણે પોતાની જાત અથવા પૈસો કાંઇપણ વાહાલું ગણ્યું નથી; પણ ફક્ત પરમારથ કામ જ તેને વાહાલું હતું. તેને પુન્યવંત ચીજ વાહાલી હતી; અને

કોઈ પાપી [દુષ્ટ] માણસ તેને બિલકુલ વ્હાલો નહોતો. તેના રાજમાં ધર્મનીજ રીતની દુવાઈ ફરતી. [મતલબ કે કોઈપણ માણસે પાપ કરવું નહીં] અને ઈનસાફના કાયદાથીજ વ્યાજબી ઈનસાફ કરતો હતો. રાજા ગરીબ, દુસ્મન, કે ભાઈબંધ એ સઘળાને પોતાના છોકરા અને કુટંબ મુજબ ગણતો. તે ઊંઘને ભુખ એ બન્નેને જીત્યો હતો. (બરાબર ઉંઘતો નહીં, તેમ પેટ ભરીને ખાતો પણ નહીં) તેથી કરીને તેણે બહુજ દોલત મેળવી હતી.

---

**પાઠ ૧૧ મો.**

ખનિજ—ખાણમાંથી નીકળતો
પદાર્થ—ચીજ.
ખુબસુરત[ફા]શોભાયમાન
મૂલ(સં)કીંમત, ભાવ.
રત્નો(સં)કીમતીઝવેર.
ઘસરકો—લીસોટો.
ઓપ—તેજ, નુર, ચળકાટ.
આશમાની [ફા] વાદળી, ભૂરો.
પાસા—પેહેલ
અગ્નિમાં[સં) દેવતામાં
માતા (સં) દેવી.
પોખરાજ—પીળારંગનું જવેર
ડહાપણ—ચતુરાઈ
સદગુણ—સારાગુણ સદાચરણ (સતક આચરણ)
માણેક—એ લાલ રંગનું ઝવેર છે;
પાનુ—લીલારંગનું ઝવેર છે.
લસણીઓ—-બીલાડીની આંખનાજેવો ઝવેરછે;
શની—આશમાની રંગનું જવેર

**પાઠ ૧૨ મો.**

સ્વભાવિક(સં)કુદરતી, સૃષ્ટીથી નીપજેલી.
મેઘધનુષ્ય[સં] વરસાદના દિવસમાં જે લાલ પીળી કમાન થાય છે તે.
અણહદ—જેની હદ નહીં તે, ઘણીજ (અણ--હદ)
હસ્તકૃત—હાથે બનાવેલી (હસ્તક કૃત)
વસ્તુઓ—ચીજો.
અનેક(સં)ઘણા, બહુ, વિશેષ.
મૂળ—અસલ.
વાદળી(સં)આશમાની ભુરો.
શિવાય—વગર.
મિશ્ર—ભેગ, ભેળેલો, ભળેલો.
અણગમો—ના ખુશી, ગેરમરજી.

નારંગીઓ– નારંગીના ફળ જેવો તે.
જાંબુઓ– જાંબુડાના જેવો, જાંબુડો.
કિરણ–રજકણ.
અનુક્રમે(સં) એકપછી એક આવે તે, પદ્ધતિ.
આનંદ [સં] સંતોષ, હર્ષ.
ઉદાશ (સં)દીલગીર
રમણિક[સં]ખુશલાગે શોભાયમાન.
સરજાવનાર– પેદાકરનાર, બનાવનાર.
સીમા–મર્યાદા, હદ

## પાઠ ૧૩ મો.

અગમ્ય(સં)જાણી ન શકાય તેવી, સમજી ન શકાય તેવી. (અ-ગમ્ય) ગમના પડે તેવી.
અંકોર (સં) ફણગો, સણગો.
તિમર[સં]અંધારૂં.
સરિતા (સં) નદી
પંથી–મુસાફર,વટેમારગુ
સુણતાં–સાંભળતાં
હરખી(સં)ખુશીથઈ, આનંદપામી.
સુંદરી(સં) ખુબસુરત નાર, રૂપવંત સ્ત્રી.
વલણુ–જેનાથી બૈરા રોટલી વણેછે
પચરંગ(સં) પાંચરંગથી રંગેલું.
પાસા–બાજુ, છેડા.
સમતુલ્ય[સં]બરાબર સરખા.
પ્રશ્ન (સં)સવાલ.
મહામૂલ્ય (સં) ઘણુંજ મૂલ, ભારે કીંમતનું
ટોચ–ઉપલો ભાગ, મથાળુ.
થડ–નીચલો ભાગ.
કાષ્ટ(સં)લાકડાં.
રંગેલ–રંગેલું.
સંદેહ [સં] વહેમ, શક
સતી[સં]પતિવ્રતાસ્ત્રી.
ભર (સં) કાંઠો કીનારો; પાળ, પાર.
પ્રગટ(સં)ખુલ્લું, જાહેર પ્રસિદ્ધ.
પારખું (સં) તપાસ શોધ.
તેડાવ્યા–અણાવ્યા,ગંગાવ્યા.
ભૂષણ [સં] ઘરેણાં, લુગડાં, પોશાક.
રામા(સં)સ્ત્રી,બાયડી. ઓરત.
ઓળખાવો–દેખાડો
ઉમર–ઉમરો
જુવતી(સં)જુવાનસ્ત્રી
પુરૂષ(સં)માણસ, મર્દ, ભાયડો.
ઉપાડે–મેલે. ઉચકે.
ઘોડલી–ઘોડી.
જુકિત(સં)તદબીર, હીકમત.
પુત્રી [સં] છોકરી.
મરમ (સં) ભેદ,કારણ
જળ--પાણી.
સરોવર--તળાવ
વણ–વગર, નહીં,સીવાય.
પુરમાંય[સં] શેહેર, નગર
જનની (સં)માતા,જણતી. મા.
પેર–રીત.
હરખ(સં ઉમંગ, હર્ષ, આનંદ ખુશી.

| | | |
|---|---|---|
| વધતું-વધારે, અધીકું | નિર્માન(સં) નમ્રતા | કપુત[સં]કુપાત્ર, નઠારો છોકરો |
| લક્ષ્મી(સં) દ્રવ્ય, પૈસો | નિર્મળ--ચોખ્ખો, પવિત્ર [નીરમળ] | અજ્ઞાન (સં) અજાણપણું |
| લેહેર-આનંદ. | કવણ--કોણ. | નિશા(સં)રાત,રજની |
| ચિરંજીવી [સં]છોકરો લાંબી મુદત જીવેતેવો | હેમ(સં)સોનું, કંચન. | અધિકો (સં)વધારે |
| કાજલ-મેશ | દાન(સં)ધર્મ, ખેરાત | બ્રહ્મ[સં]ઇશ્વર. |
| પવિત્ર (સં) ચોખ્ખું, સ્વચ્છ | મહિમા (સં)લીલા,ચાલ, રચના. | મનસા(સં)મન |
| વિવેક-બુધ્ધ. | વનિતા(સં)સ્ત્રી,બાયડી | વાચા(સં)બોલી |
| લાજ(સં)શરમ. | વરણું(સં)વિસ્તાર,બ્યાન કરૂં | |
| દાન-પુન્ય | | |



## કવિતાની સમજુતી.

સામંતોની સાથે એક ખુબ સુરત નાર મગ્ન થઇને -હૃદયમાં ઘણોજ હર્ષ પામી, તેણે એક વેલણ મુક્યું કે જેનો રંગ સારો હતો, પાંચ રંગથી રંગેલું હતું ને તેની બે બાજુ સરખી હતી [વજનમાં સરખી] તેણીએ એક વેલણ મુસાફર કને મૂકયું અને મોટો મૂલ્યવાન સ્વાલ પૂછયો અને કહ્યું કે આની ટોચ અને થડ કયું; જે લાકડાનું તે બનેલું છે જેમાં ટોચ ને થડ કયું અને મૂળ તરફનો છેડો કયો. તે લાકડું લીલુ છે કે સુકું તેનો વેહેમ શી રીતે ભાગે. ( તેનો તમે વેહેમ ભાગો ) ઉત્તર. જે મુસાફર કહે છે કે હે સત્યવાન સ્ત્રી તું સાંભળ એમાં તે કાંઈ આશ્ચર્ય નથી. નદીમાં પાણી વહેતું હોય તેને તીરે પાણીમાં એ વેલણને તરતુ મુકો. જે પાછળ તે થડ ને આગળનો છેડો. તે ટોચ એ

પુછ્યું છે. [સ્પષ્ટ છે કે એમાં કાંઇ નવાઈ જેવું નથી] [સવાલ.] બાર બાર વરસના બે છોકરાને તેજ વખતે મંગાવ્યા. અને તેઓને બાયડીઓનો સારો પોશાક પેહેરાવ્યો, અને તે બંનેનું રૂપ સ્ત્રીના જેવું દેખાતું હતું. તેમાં એક પુરૂપ અને એક સ્ત્રી છે માટે તે બંનેનું રૂપ ઓળખાવો. કે પુરૂપ કયો ને સ્ત્રી કઈ જવાબ. પેહેલાં તું ઉમરો ઓળંગી ઘરમાં આવ અને તેવીજ રીતે તે બંન્નેને પણ ઘરમાં લાવ. [ તે સ્ત્રીએ જે પગ ઉપાડયો તે જોઈ પેલા માણસે તેની પરીક્ષા કરી લીધી. અને પછી જવાબ દીધો, જે પહેલાં ડાબો પગ ઉપાડે, તેને સ્ત્રી કહેવી. અને પહેલાં જે જમણો પગ ઉપાડે તે મરદ એમ જાણવું. [સવાલ] બે સરખા સરખી ઘોડીઓની એક સરખી જોડ છે હવે તેમાં એક તેની જણુતી અને બીજી તેની પુત્રી છે. તેનો મર્મ દેખાડો કે તે બેમાં મા ને છોડી કઇ. જવાબ. તે મુસાફર કહે છે કે એનો વિચારતો મારા અંતઃકરણ વશી રહેલો છે. તે બેને પાણીપાવાને વગર સ્વારે તળાવ ઉપર પાણી પાવા લઇ જાવ અને પાણી પાઈને બંનેને છોડી દો આગળ આવે તે મા ને પાછળ આવે તે પુત્રી ગણવી. આથી તે સ્ત્રી ઘણી આનંદ પામી અને પોતાના મનનો વેહેમ ભાગી નાંખ્યો.

સવાલ—વિદ્યાથી કોણ વધારે છે?(સારૂ શું છે) અને લક્ષ્મી કરતાં બીજી ખુશાલી કે પૂત્ર હમેશાં લાંબી મુદત સુધી જીવે તેના કરતાં બીજુ જીવવું કયું સારૂ તે હું પુછુછું. મેશથી વધારે કાળુ કોણ. અને પોતાના શરીર કરતાં બીજુ કોણ વહાલુ? દુધ કરતા બીજી ધોળી વસ્તુ કોણ. તેનો ઉત્તર વખાણવા લાયક આપો? પાણી કરતાં સ્વચ્છ ચીજ કઇ. અંધારાથી બીજુ ઘોર અંધારૂ કયું ? સોનાના ઘરેણાં કરતાં બીજુ કયું

ઘરેણું સારૂ. તેનો સારાંશ કહો. દાન કરતાં સારૂં કયું. (દાન કંઈ ધર્મદાન આપવું તે) પુણ્ય કરતાં બીજી પવિત્ર વસ્તુ કઈ, અને બ્રાહ્મણથી કોણ સારૂ. તેનો મહીમા હે મીત્ર તમે કહો. જવાબ—વિક્રમ કહેછે કે સ્ત્રી તું સાંભળ અને તેનો ખરો ભેદ તું મનમાં વિચાર તું તારા આ મનમાં વહેમ શું કરવા લાવે છે મારો જે ખરો ધર્મ છે તે તને હું કહું છું. વિદ્યાથી વિવેક સારો, પૈસા કરતાં કીર્તી સારી, અને આબરૂ તે છોકરા કરતાં વધારે જીવે છે તે નક્કી સમજવું. મેશ કરતાં કાળો તે નઠારો છોકરો અને શરીર કરતાં આબરૂ વહાલી. અને દુધથી ઉજળુ તે દાન કે જેથી કુળનો મહીમા વધે છે. પાણી કરતાં નમ્રતા એ ચોખ્ખી વસ્તુ છે. અને અજ્ઞાનપણું તે રાત કરતાં પણ વધારે અંધારૂં ઘોરછે. તેમજ ઘરેણાં કરતાં ગુણ તે ઘણે દરજ્જેસારો છે. તે તેનો મૂળ અર્થ સમજજો. દાન કરતાં દયા સારી. અને પારકાનું ભલુ કરવુ તે સૌથી સારૂ છે તેમજ જે બહારૂપથી વરતે છે તે બ્રાહ્મણ કરતાં સારો છે તે વાત માણસને વચને કરી નક્કી માની લેવી.



## પાઠ ૧૪ મો.

પરોણાગત—આગતા સ્વાગતા કરવી, સેવા કરવી પરોણાનીચાકરી.
ભટકતી—રખડતી, અથડાતી, રઝળતી.
ટોળી—મંડળી, જથો.
બરદાશ[સં]રક્ષણ,સેવા, સંભાળ. જતન ચાકરી.
આવકાર—આદરમાન.
તાપણી કરાવવી—દેવતા સળગાવવો.
બળતણ—લાકડાં.
ખંડ(સં)ભાગ,
જાગૃતી (સં) સાવધાની, સુધી, સાવચેતી
ચક—જાળીવાળો પડદો
કકડીને—અતીશય ઘણીજ.
અડાવીગયો—ખાઇગયો
વાટમાં—રસ્તામાં
રીતભાત—રીવાજ, ચાલચલગત.

ભરોસાથી-વીસ્વાસથી ત્રાસથી.
પોઢયો—સુતો
ઉશીકાઉપર—તકીઆઉપર.
ગભરાટ—અકળામણું
ડેરા—તંબુ, પાલ.
આમળો વળ, આંટો
મૂળગી—બીલકુલ, જરાપણ સઘળી
તીરપાઇ—ત્રણપાયાની ઘોડી
વારાફરતી—એક પછી એક, વારંવાર

**પાઠ ૧૫ મો.**

બ્રિટિશ(અં)અંગ્રેજની અંગ્રેજી.
રાજનિતિ(સં)રાજકાયદા.
પાર્લામેન્ટ[અં] કાયદા બાંધનારી સભા
કાયદા(આ) ધારા, રીવાજ.
બજાવવા—લાગુ પાડવા અમલમાં આણવા મનાવવા.
અમીર[આ] ઉમરાવ ગ્રહસ્થ માણસ
ધર્માધ્યક્ષ(સં) ઉપરી ધર્મગુરૂ, આચાર્ય.
તાબામાં—માલકીમાં
હક (આ) અધિકાર દાવો.
મુકરર(આ)નકકી, બાહાલ, કાયમ.
ટકાવવામાં—ઠરાવવામાં કાયમ રાખવામાં.
શખ્સો—માણસો.
કર(સં)વેરો, જકાત.
સત્તા(સં) અખત્યાર અધિકાર.
વંશપરંપરા (સં) વંશના આદમી જીવે ત્યાં સુધી
શરતો—કબુલાતો, બોલીઓ.
અટકાવી—રોકી.
ઇનસાફ (આ)ચુકાદો
હમદી[સ]ખ્યદામભાર.
ફેરફાર—ઘટાડો વધારો. બદલવું.
અખત્યાર(આ)અધિકાર.
અન્યાય(સં)ખોટો ઇનસાફ, અપરાધ ગેરવ્યાજબી ન્યાય
સજા—શીક્ષા.
રાજકારભાર—રાજવીશેનું કામકાજ.
સ્વતંત્રતા[સં]આપપણુંદી. આપઅખત્યારી
આબાદાની(ફા) સારી હાલત, ચડતી.
સરંક્ષણ(સં)સંભાળ, બચાવ.
ઉમેરો—વધારો.
ગેરવ્યાજબી—ખોટું કામ.

**પાઠ ૧૬ મો.**

મહાસાગર(સં)મોટો દરીઓ.
વ્હેલ(સં) મગરમચ્છ, એક જાતનું માછલું.
શોધ(સં) તપાસ,ભાળ; ખબર.
રાજી—ખુશી.
ખોરાક—ખાવાનું.
કપ્તાન(અં) વહાણનો ઉપરી તે.
ખલાશી(અં) ખારવા, નાવીક
સાફ—સ્વચ્છ
દરિયાઇ(ફા)સમુદ્રના,દરીયાના.

પાધર-સપાટ, સરખુ, સીધુ, પાધરૂં.
જમી-બંધાઇ ગયા, સજડ થઇ ગયા.
સ્થિતિ(સં)હાલત
અસ્તપામ્યો(સં)આથમ્યો.
ઝળઝળુ-ઉજેશ, અજવાશ.
અંધકાર(સં) અંધારૂં.
ભયંકર(સં)બીહામણું, બીકાળ, બીકવાળુ.
પ્રકાશથી(સં) અજવાળાથી, ચળકાટથી.
ઝગઝગતા-ચકચકતા
માલુમ-નજરે પડે છે દેખાયછે.
કોતર-ગુફા.
લોંકડી-શીયાળ જેવું જનાવર
વિકરાળ(સં)બીકવાળુ ભયંકર, ડરલાગેતેવુ
હંકાએલા-રાંતાએલા

**પાઠ ૧૭ મો.**

ભૂમિ(સં)જમીન, પૃથ્વી
મૂલ્યવાન(સં)કીમતી વધારે કીમતના
વિસ્તીર્ણ[સં]વીસ્તાર, વાળી.
યુરોપીઅન(અં)ટોપીવાળા, યુરોપી.
સંસ્થાનો[સં]રાજ્યનો ખંડીઆ મુલક.
વૃદ્ધિ(સં)વધારો.
દુરવ્યસન(સં)ખોટી ટેવ, લત
લત-કુછંદ, ચડસ, ખો, આદત
દેખાવડા-રૂપાળા, ખુબસુરત
સદાચરણી (સં)સદગુણી[સત-આચરણી]
પ્રમાણિક(સં)સત્યવાદી, સાચા
સંકટ [સં] દુઃખ.
ધીરજવાળા-ધૈર્યવાન,
સભ્યતાથી (સં)ભલમનસાઈ, સાલસાઇ મરજાદાથી.
દોસ્તી(ફા)મીત્રતાઈ, ભાઇબંધાઈ.
ગુજરાન(ફા)નીર્વાહ, ગુજારો.
વસ્યા-રહ્યા
મદિરા(સં)દારૂ
નકામી-નજીવી, દમવગરની બીન ઉપયોગી.
સુર્ણ-એવકુફ
નાશ-નુકશાન, ઘાત
બથાવી-પચાવી, દબાવી.
ઠગાય છે-છેતરાય છે.
ખમનું-વેઠવું.
માઠી-ખરાબ
અવસ્થા(સં)હાલત
જાગીરદારો(ફા)વતનવાળા, દેશાઇ.
જાગીર(ફા)વતન, વાડીવઝીફા વગેરે સ્થાવર મીલકત.
શુરાતન[સં] બહાદુરી
અડાશે-છાંયડે, પાસે.
ઘટારત-વ્યાજબી.
સમજુ-વિચારવંત
સુધરશે-સારાથશે.
છંદમાં (સં) ચડસમાં, લતમાં.
પ્રયત્ન[સં]મેહેનત.

**પાઠ ૧૮ મો.**

ગુરૂત્વાકર્ષણ(સં)ભારનું ખેંચાણ (ગુરૂત્વ આકર્ષણ.)
અટકાવીએ-રોકીએ.

કદ(આ)માપ. લંબાઇ પોહોળાઇનું માપ.
રજકણુ[સં]કણી-રજ.
પ્રમાણુ(સં)મુકાબલો.
હલકુ-ઓછાતોલનું
ધાડી-જાડી, કઠણ.
પોહી-છુટો બળદ.
ખપ-જરૂર.
આકર્ષણ(સં)ખેંચવુંતે
કરા-ભીંત, દીવાલ.
ગરગડી-ધરેડી, જે કુવા ઉપર હોયછે તે
યુકિતથી(સં) કૃપાથી, તદબીર, હીકમત.

**પાઠ ૧૯ મો**

ગુરૂત્વ મધ્યબીંદુ(સં) ભારની વચમાંની જગ્યા.
સમતોલ(સં)સરખુ.
ગુરૂત્વરેખા(સં) મધ્ય બીંદુથી દોરેલીલીટી
ટેકો-આશરો, મદત, આધાર.
મધ્યબિંદુ(સં)વચમાંનું ઠેકાણું.
આંકણી-રૂલ, લીટી દોરવાનું લાકડાનું હથીઆર.

હદ[આ]સીમા.
ઉથલી-પડીજાય નહી
મુશ્કિલ(આ)અઘરૂ.
કુસ્તી-કળાથીલડવુંતે.
દહેશત(ફા) બીક.
પાયો-મૂળ, ટેકણ.
સ્થિર(સં)કાયમ, હાલે ચાલે નહી તેવું.

**પાઠ ૨૦ મો.**

સુકૃત(સં)સારૂકામ.
સુધા(સં)અમૃત.
દખમુ-પારસી લોકનું મસાણ, ભસતો.
સરજી-પેદાથઇ જન્મી અવતરી.
અધિક(સં)વધારે.
ભાવે (સં) હોંસે, ઇચ્છાથી.
આવરદા(સં)આયુષ્ય, ઉમર.
ઉપભોગ(સં)સુખભોગવવું.
સંસારી[સં]દુનિયાની.
બડબડ-બકબકાટ, લવારો.
સંજોગ(સં)મેળાપ, મુલાકાત.
પુષ્પો[સં]ફુલો.

ચોપાસ[સં]ચારેબાજુ
પસરે[સં]ફેલાવોથાય
સુવાસ(સં)સારી ખુશબો, સુગંધી.
સતગુણ[સં]સોગુણ.
ખાસ(સં)ખરા. મૂળ.
નીમ(સં)ધારા નિયમો
સીમ-હદ, મર્યાદા.
ભંડાર(સં)ખજાનો.
આજ્ઞા(સં)હુકમ, ફરમાશ.
ઇનસાફી (આ) અદલ ચાલનારા.
ભલી-સારી.
ઉલટ-ઉમંગ, ઈચ્છા, હોંશ.
સદા-હમેશાં.
ભીડ-વિપત્તી, શંકા, આપદા.
મોહજાળે-મોહણી રૂપી જાળ.
કીરપાથી(સં) મેહેરબાનીથી.
મરણ(સં)મોત
ઝડપશે-જલદીથી લઇ લેશે.
ભો-બીક.
ભજન[સં]ગીત.

નર્કે(સં)મુવા પછી દુષ્ટ માણસોને રહેવાનું ઠેકાણું.
સ્વર્ગ(સં)કૈલાસ.
જાચુ(સં)ભકતીકરૂં. માગુ.
સત મારગ— સાચો રસ્તો.
દરશાવે—દેખાડે.
મુકિત[સં]ઓદ્ધાર.
જગરાય[સં]જગધણી પરમેશ્વર.
સ્મશાન(સં)મશાણુ.
ગંભીર[સં]વજ્જર.
દશદિશ(સં)દશદીશા
શોક—દીલગીરી.
વાસ—ઠેકાણું, રેહાણ.
કબરસ્તાન(આ)મશાણ કે જ્યાં મડદાં દટાછે તે જગ્યા.
શોકાતુર[સં]ચીંતાવાળુ. (શોક—આતુર)
મસ્તાની(ફા)તોફાની.
ગોર(આ)વિચાર.
અથાક[સં] અતિશય, ઘણી, જેનો પાર નહિં તેટલા.
સમો—સમાન.
ગગન—આકાશ.
ભણી—તરફ.
બાળતી—બાળેછે.
લાહે—બળ્યા.
ગુલ્લાલા—એક જાતનું સરસ ફુલ થાયછે.
છોકરીઓ(ફા)છોકરાંઓ
લાલી—તેજ, રૂપ ખુબસુરતી,
તરૂણ[સં]જુવાન ભર જોસમાં આવેલાને.
વાટીકા(સં)વાડી.
કાળજી—ધ્યાન, ચીત, મન.
ખાખ—રાખોડી.
હાણ—બગાડ નુકશાન
આપદા(સં)ચીંતા, ફીકર, સોચના.



# કવિતાની સમજુતી.

---

આ દુનિયામાં આપણે જન્મીને શું કરવું? સારાસારા કૃત્યો કરવામાં આપણું મન વાળવું. સારૂં કરીને વળી તેથી પણ વિશેષ સારૂં કરવું કે તે બધાથી સારૂં થાય. પરમેશ્વરનો ખરા અંત:કરણથી ઉપકાર માનીને આવરદારૂપી અમ્રતનું પવાલું પી જા. (મતલબ કે જીંદગીનું સાર્થક થાય તેમ કર) સંસારમાં પરમેશ્વરે જે જે જણસો બનાવેલી છે તેનો તું સારી પેઠે ભોગ લે [સારી રીતે વાપર] કારણ કે પછીથી કોઈ પણ બોલ્યા શિ-

જાય મુગે મોઢે મરી જવું પડશે, ચારે બાજુએ જે સારા ઉપયોગી ફુલો દેખાયછે તે તોડી લ્યો (અર્થ કે સારાં સારાં કૃત્યો કરો) કે જેથી જેમ જેમ આગળ જઈએ તેમ તેમ આપણી સારી કીર્તીનો વધારો થાય. બીજા માણસોના ભલાના અર્થે જે સારા કૃત્યો કીધા હશે તો તે સો ગુણુ ઘણો ફાયદો કરશે અને તે ફાયદો રૂપ અને ગુણમાં સંપૂર્ણ કહેવાશે. ૧

હે દીનાનાથ તેં જે જે ધારા બનાવેલાં છે તેની કંઇ પણ હદ માલમ પડતી નથી. તે સઘળા ડહાપણના ભરેલા અને વળી દુનિયાને જીવાડનારા છે. તારા હુકમો સાચા, ચોખા અને વળી ન્યાયના ભરેલા છે તે જો હું મારા અંતઃકરણથી અને ઉમંગથી હમેશાં પાળું તો પછી મને કોઈ પણ વિપત્તિ પડે નહીં ઘણી ઘણી વખત હું મોહરૂપી જાળમાં ફસાઈ જાઉં છું પણ તારી મેહેરબાનીથી છુટો થાઉ છુ. તેં મોતરૂપી જે દંડ બનાવ્યો છે તે સારો છે કે જેની બીકથી મેં એક શીખામણ લીધી છે એ તો મને ખાત્રી છે કે કોઇ દીવસ મોત ઝડપશે ખરૂં તે બીકથી હું કેવી રીતે બચીશ. જો હું હમેશાં સારી ચાલ ચાલી ઇશ્વરનું ભજન કરીશ તો તે બીક મને ઝાઝી નડશે નહીં. માણસને મરીને જવાના બે રસ્તા છે કયાંતો સ્વર્ગમાં કે કયાંતો નર્કમાં. (જો સારાં કામ કીધા હશેતો સ્વર્ગ નહીંતો નર્કમાં) માટે હે પરમેશ્વર હું તને વિનંતી કરૂંછું કે તુ મને સાચો જે રસ્તો તે તું બતાવ. તે એવો કે આ જીવ તારી કીર્તીના ગુણ તેનું સ્મરણ કરે, તો તેથી હે જગતના દાતાર તું મારો ઓદ્ધાર કર.

(૨) મશાણ એવે ઠેકાણે આવેલું હોય છે કે જ્યાં નદી, દરીઆ ને કીનારે ખુલ્લુ મેદાન હોય ત્યાં અને તેની ઉપર ફકત આકાશ હોય છે. જો આપણે ત્યાં દશ દિશા તરફ નજર કરી જોઈશું

તો બીઆમણુ લાગશે ને ત્યાં ઉદાસી તથા બીક રહેલી છે. એ
વી જગ્યાને કોઈ મસાણ (હિંદુમાં) કોઈ દખમું (પારશીમાં) કો
ઈ કબરસ્તાન (મુસલમાન) કરીને કહેછે. તે જોતાં વારને ઘણા દી-
લગીર થઈએછીએ ને ત્યાં આપણું સઘળુ કૌવત નરમ પડી
જાયછે. હે મનુષ્ય જ્યારે હું આ ઘોરની ફીકરથી અંતઃકરણમાં
વિચાર કરૂંછઉ ત્યારે ઘણા ગુણ વિચારતાં અંતે હું હારી જઈ
દલગીર થાઉ છઉ. જ્યારે મસાણમાં મડદુ બળે છે ત્યારે ત્યાં
આગળ રાતાપીળા રંગના ભડકા દેખાય છે. ને ધુમાડો સિંદુર
ના જેવો રાતો તે આકાશ તરફ જાય છે. ત્યાં ચારે તરફ ન-
જર કરતાં આકાશ સિવાય બીજુ કાંઈ દેખાતું નથી. તેથી એક
સારી શીખામણ મળે છે કે હે જીવ તું હવે સારા કામ કર, વ
ળી મને એમ થાય છે કે મોટા મોટા પુરૂષો મરી ગયા અને
આપણે પણ આજકાલમાં જતા રહીશું. શાથી કે મોત પવનની
ઉપર સ્વારી કરેછે અને તે બધે રખડતો મનમાં ખુશી થાય છે
(કે હમણા પકડુંછું) માટે એક ઘડી પણ જીવવાનો ભરોંસો નથી
પલકવારમાં મોત ઝડપી જાય છે એટલા માટે મોતરૂપી જે અ
ગ્ની તે ઘણી તરેહથી મનને બાળે છે, ગુલ્લાલાના ફુલ જેવા
છોકરાઓ તે પોતાના ગાલની લાલાશ છોડી દેછે અને પ્રફુલિત
થએલી સુંદર વાડી તે જરાકવારમાં જંગલ તુલ્ય થઈ જાય છે.
[સારાંશ કે કાયા હમણે છે અને નથી] માટે હે માણસ તું મન-
માં કાંઈ સમજણ રાખ ને મોતના ડરની કાંઈ બીક રાખ. તે-
મજ મોતવીશે કાંઈ પણ ધ્યાન રાખ. કારણ કે આ કાયા કોઇ
દહાડો બળીને ખાખ થઈ જવાની છે આમ કોઇ દહાડો નકકી
થશેજ. અને મરવું તેતો નકકી જાણવું. માટે હું પાપ કરવું છો
ડી દઇને પુન્ય અને ધર્મજ કરૂં નહીંતો કોઇ વખત ભારે નુક-

શાન થાય. શરીર મરી જાય છે પણ કાંઈ જીવ મરતો નથી. તે જાણીને હું હોંશીઆર રહું કારણ કે જે પુન્ય કીધાથી કાંઈપણ વાતની ફીકર નથી. પણ જે દુષ્ટ માણસ હશે તેને બીકછે.



## પાઠ ૨૧ મો.

—oOo—

જગત[શ]પૃથ્વી, દુનિયા.
વસનારા–રહેનારા.
અસલના–જુના વખતના
જમાનો[આ] વખત, સમો, કાળ.
પ્રાચીન[સં]જુનો, અસલ
વ્યવહાર(સં)આપવા-લેવાનો સંબંધ.
ઇસવીસન[આ]ઇસુખ્રીસ્તનું વર્ષ.
શુમારે–આશરે.
ધોકકારે—વગર અડચણે.
મુદત[આ]અવધ તારીખ, નકકી કરેલો વખત
અત્યંત[સં]અતિશય ઘણુંજ, વીશેષ
હકીકત[આ]બીના હેવાલ.

## પાઠ ૨૨ મો

ભુમધ્ય[સં] જમીનની વચમાનો ભાગ (ભૂ–મધ્ય)
મનુષ્ય[સં) માણસ, પુરૂષ.
ગાદી(ફા)તખ્ત, આસન બેસવાની જગ્યા
શોભા(સં)રચના, સુંદરતા, દેખાવ.
પાદશાહ(ફા)બાદશાહ
આળસુ–સુસ્ત, દળદ્રી
ચઢાઇ–સ્વારી કરી.
નપાટ–નાદાન, નઠારો
સુબા(આ)હાકેમ.

## પાઠ ૨૩ મો

સ્વતંત્ર[સં) આપઅખત્યારી, કોઈના તાબેનહીં તે.
હુમલો(ફા)ચઢાઈ.
ઉજડ–વસ્તીવગરનું
મદદ[આ]આશરો સહાય, કુમક
શૂરવીર(સં)શૂરો, બહાદુર માણુસ.
જ્યુ(અં) યાહુદી લોકો
દેવલ–દેવસ્થાન, દેવાલય, [દેહેરૂ]
પૌત્ર(સં)છોકરાનો છોકરો.
લેખ(સં)પુરાવો, દસ્તાવેજ
સમાપ્તિ[સં] અંતઆવ્યો. છેડો, પુરૂ થયુ

## પાઠ ૨૪ મો

દુકાળ(સં) મોઘવારી અનાજ પાણી ન-મળે તે(દુઃકાળ)
પેગંબર(ફા) ધર્મગુરૂ, મુસલમાની ધર્મ પે-દાકરનાર માણસ.
બળવાન(સં)જોરાવર, મજબુત
ફુટ-તુટ, ભંગાણ પડી જવું તે. ચાડી થવી
કુળ[સં]ગોતર, વંશ; ઓલાદ.
ટકયું-રહ્યું, નભ્યુ.
પરદેશી(સં)પરાયા દે-શના, બીજા દેશના.

**પાઠ ૨૫ મો.**

રસાળ-ફળદ્રુપ.
સ્થાપનાર(સં)સ્થાપન કરનાર, બનાવનાર.
રબારી-ભરવાડ, બક-રા તથા ગાયો ચરા વનાર.
આબાદ(ફા)સારો વ-સ્તી ખેતી વીગરેમાં ચઢતો ફળદ્રુપ:
મિનારા (આ) ઊચી ઈમારત.
ઉચ્છેદ-સત્યાનાસ, નખોદ, છોકરા વગરનું
બંડ(ફા)હુલડ, તોફાન ફીતુર.
બનાવ્યો-ઠરાવ્યો ક-ર્યો.

**પાઠ ૨૬ મો.**

ભવિષ્ય(સં)આવતોકાળ, વખત
દોહિત્ર(સં)છોકરીનો દીકરો.
સર કર્યું-જીતી લીધુ
ઈતિહાસ[સ]અગાઉના વખતમાં જે બીના બનેલી તે.
મત(સં)કલ્પના, વિ-ચાર.
સરદાર[ફા]ઉપરી.
દરજ્જે(ફા)પદવીએ.
પહોંચાડયું-આણ્યું,બનાવ્યું, કરયું.

**પાઠ ૨૭ મો.**

કહાણીઓ-કહેવતો.
ધનવાન (સં) તવંગર પૈસાદાર.
હુમલો [આ] ચઢાઈ.
ભેળી-જોડી.

**પાઠ ૨૮ મો.**

વ્યવહાર(સં) સબંધ, વલગણ.
હકૂમત(આ)હુકમ, અ મલ.
જાણવાજોગ-સાંભળ વા લાયક.
વાણી[સં]હકીકત,બ્યાન, કથા.
ઉથલપાથલ--ફેરફાર, ગરબડ.
કબજ-તાબે, કબજે.
સ્તંભ(સં)થાંભલો.
પ્રસ્ન-[સં] મહેનત.

**પાઠ ૨૯ મો.**

દ્વીપકલ્પ[સં] બેટ, જેની ત્રણ દિશાએ પાણી અને એક દીશાએ જમીન તે.
વિકટ(સં) બિહામણા, ભયંકર
સંસ્થાન[સં] રાજ્ય.
આતુર [સં] હોંશીલા, ખુશી.
કળાકૌશલ્ય(સં)હુન્નર.
સભા (સં) મંડળી,ક-ચેરી.
ધર્મક્રિયા(સં)ધર્મનું કામ, વીધી.
શુદ્ધ(સં)અસલ. ખરા

ગરજી—ખુશી.
માજીસ્ટ્રેટ(સં) ફોજદારી ગુન્હાની સંભાળ રાખનાર ન્યાયાધીશ
કરજ[સં] દેવું.

**પાઠ ૩૦ મો.**

દુર્બળ(સં) કૌવત વગરના, ગરીબ.
મળ્યા—મળી ગયા, ભેગા થયા.
જથા—ટોળા.
મુસાફરી—પ્રવાસ, રટણ,
પ્રદક્ષિણા(સં)આસપાસ કુંડાળું ફરવું તે,
માથે—ઉપરી.

**પાઠ ૩૧ મો.**

અવગુણ(સં)ગેરફાયદો
ભોજન(સં) ખાવાનું
નમાવે—પગેલાગે.
દંડવત[સં] લાકડીની માફક લાંબા થઈ નમવું.
કોડે—હોંશે.
ધાસે—નુકશાન કરે.
દામ—પૈશો.
મોહોરો(ફા)પંદર રૂપીઆનો શીકકો.

ઉગારે—બચાવે.
સંગત—સોબત
સદગુરૂ [સં] સાચો ગુરૂ.
કિર્તી(સં)આબરૂ.
કારજ(સં)કામ.
જર[ફા]પૈસો.
પૂજન[સં]સેવા.
પરીબ્રહ્મ(સં) ઈશ્વર, પ્રભુ.
અભ્યાસ[સં]ભણવું
સુબુદ્ધી(સં)સારીઅકલ (સુ—સારી બુદ્ધી—અકકલ)
સફળ[સં]સારા ફળ, સાર્થક[સ—ફળ]
શુમ(આ) કંજુસ, મખીચુસ, બખીલ.
નીંદાન[સં]દાન નહીંકરે તે.
પાખી—સીવાય, વીના
છિદ્ર—એબ, કલંક.
કલંક(સં)એક છીદ્ર, અવગુણ, તોહોમત.
નાદાની (ફા) બેવકૂફી, મુર્ખપણું.
ભોગ—વૈભવ.
કૃપણ—કંજુસ,બખીલ
રાચે—ખુશીથાય.

માણે—માહાલે, ભોગવે
મોજ—વૈભવ.
પીંડ—શરીર, કાયા..
કસર[આ]પૈસાનો બચાવ.
તસ્કર(સં)ચોર.
અગ્ની[ફા]દેવતા
હાકેમ(આ)અમલદાર
દાતાર[સં]સખી, પુન્યવાન.
કાયર—આળસુ.
જોગી[સં]બાવો, સંત વેરાગી
ભોગી[સં]સંસારી,ભોગવનારો.
ગુણકા [સં]પતીવત્તા સ્ત્રી, વેશ્યા, કશબણ
સતી(સં)પ્રતિવ્રતાસ્ત્રી
અશુર(સં)દૈત્ય, રાક્ષસ, દાનવ
સુર(સં)દેવતા.
જતી(સં)ગોરજી, સાધુ
પાખંડ(સં)ઢોંગ.
પવીત્ર(સં)સત્યપૂરૂષ
સુધર્મ(સં)સારા ધર્મ
અધર્મ(સં)કુમાર્ગ, નઠારો.
રંજાડ્યા—શેવડાવ્યા

| | | |
|---|---|---|
| દુઃખીકીધા | રચ્યો–પેદાકીધું | ધર્યો–ધારણ કર્યો. |
| ભુવન[સં] ઘર | નીંદા–બદબોઈ. | શીળ–બ્રહ્મચર્યવ્રત, |
| ભંજાવ્યા–ભગાવ્યા | શ્રાપ(સં) ખરાબ આ- | સતીપણું, |
| અપજસ(સં)ખોટીઆ | શીરવાદ, બદદુઆ | તત્વ(સં)સાર, સારાંશ |
| બરૂ, ખોટીકીર્તી. | વંદ્યા(સં)નમસ્કાર ક- | મતલબ |
| રટે(સં)જપે. | ર્યા. | ખરચ્યુ–વાપરયું |



# કવિતાની સમજુતી.

—oOo—

જે આપણને પાણી આપે ને પાય તેને આપણે ખાવાનું આપવું, જે આપણને આવી માથુ નમાવે તેણે આપણે ઘણા હેતથી નમસ્કાર કરવા. વળી આપણા વાસ્તે જે કોઇ પૈસો ખરચે તો આપણે તેનુ મોહોરનું કામ કરવું, અને આપણો કોઇ જીવ બચાવે તો આપણે તેના દુખમાં ભાગ લેવો જોઇએ. ફાયદા ઉપરતો દશધણો ફાયદો મન, વચન ને કાયાથી કરવો ને જે અવગુણ ઉપર ગુણ કરે તે માણસને મોટો સમજવો [તેણે પોતાનુ જીવવું સફળ કર્યું એમ સમજવું ]

જે ઘણો ઉંચ (સારા ગુણવાળો) હોય તેની ભાઈબંધી કર, અને સાચા ગુરૂની સેવા કરો [સાચો ગુરૂ હોય તેનેજ ગુરૂ કેહેશે] વળી આબરૂ મેળવવાને લોભ કરો અને પૈસો મળે એમ હરેક કામો કરો, વળી બીજાનુ ભલુ થાય એવા કામ કરો ને પરમેશ્વરનું પુજન કર. વળી વિદ્યાનો અભ્યાસ કર અને પોતાના કુળનો ધર્મ વીચાર. [જે ધર્મ છે તે ભૂલવો નહીં] અને પાપથી બીને વેપાર કર. અને વળી સારા માણસની સોબતમાં રહીને

ગારો બુદ્ધિવંત થા. અને સામળદાસ કવી કહે છે કે હોરારૂપી પરમેશ્વરનું સ્મરણુ કરી તારા અવતારનું કલ્યાણ કર.

જે બખીલ માણસ હોય તેના પૈસાને દાટો.(કારણુ કે કોઇ સારા કામમાં ધન ખરચતાં તેનો જીવ ચાલશે નહી ) જે કોઇને કાંઈ પણ આપતો નથી તેના મોંને દાટો. ( અર્થ કે તેનું મોં સંતાડો) વળી જે માણુસ કંજુસ હોય તેનું કામ દાટો. અને સ્ત્રી સિવાયના સુખને પણ દાટો વળી પોતાના ઘરનું કાંઇક કલંક હોય તેને પણ દાટો અને જે વાત ગુપ્ત હોય તેને પણ દાટો. વળી પોતાનુ દુષણુ હોય તેને પણ ડાટ. અને માણસના છોકરવાદીપણાને પણ દાટ. વળી ગરીબ માણુસના ડહાપણુને પણ દાટ. અને જે ભીખ માગીને વૈભવ ભોગવતા હોય તેના વૈભવને પણ દાટ. અને શામળકવી કહેછે કે શરીરના દુઃખને પણુ દાટો. અને બળાત્કારે સન્યાસપણુ અથવા સાધુપણું પાળવું તેને પણ દાટો. [૩]

જે કંજુસ માણુસ હોયછે તે પેટ ભરીને અન પણુ ખાતો નથી તેમ શરીરે બરાબર લુગડાં પેહેરતો નથી. કોઈને પણ કાંઈ ચીજ ધર્માદા તરીકે આપતો નથી, અને તે તરેહવાર ગમતો કરી ખુશી રહેતો નથી, વળી જે કંજુસ હોય તે કોઈદીવસ મોજશોખ પણ ભોગવતો નથી. અને રાત કે દીવસ તે પુરી રીતે સુખેથી ઉંઘતો નથી વળી બખીલ માણુસ પોતાની કાયાનું પણુ બરાબર જતન કરી શકતો નથી. વળી તે ચીકણા માણુસ કરકસર પણુ વધારે કરે છે શાથી કે રખેને મારૂં ધન ખુટી જાય પણુ સામળભટ કહે છે કે તે પૈસો ચોરીમાં જશે અથવા અગ્નીથી બળી જશે અથવા કોઇ સરદાર લુંટી જશે. (ત્યારે હાથ ઘસીને રહેશે.) (૪)

હમેશાં કંજુસ અને સખી માણસને વેર હોય છે. ને બીકણ અને શૂરા માણસને વેર હોયછે. યતી (અથવા સાધુ) અને સંસારીક માણસને પણ વેર હોય છે. અને ખાલી અને પૂરા માણસને વેર હોય છે. સાચાને અને જુઠાને પણ વેર હોય. સતી અને ગુણકાને પણ વેર હોય છે, તેવી રીતે દૈત્ય અને દેવને પણ વેર હોય છે. અને વળી ગોરજીને તથા વૈરાગીને વેર હોય છે; વળી ઢોંગી અને ધર્મીષ્ટ માણસને વેર હોય છે તથા બેવકૂફ અને પંડીત માણસને વેર હોયછે. વળી સત્યમાર્ગ અને કુમાર્ગવાળાને વેર હોયછે. એ રીતે સામળદાસ કહે છે કે આના મેં સ્વભાવિક વેર કહ્યાં. [૫]

જેણે ગરીબ માણસને દુ:ખ દીધા તેને મોઢે ધુળ પડી. વળી જેણે ઘર ભગાવ્યા [કોઈના મકાનો ભગાવી નાંખ્યા અથવા કોઈના ઘરમાં લડાઈઓ કરાવવી તે] તેને ધુળ પડી. વળી જેને અપકીર્તી મેળવી તે મોડે ધુળ પડી અને જેણે ચાલતી પાણીની નીકોમાં પગ દીધો (ધર્મનાં કામો બંધ કર્યા અથવા કરાવ્યા અથવા કોઇનુ ભલું થતું હોય તેમાં રોકાણકરી) તેને મોડે ધુળ. પડી. વળી જેણે જમીનમાં ધન દાટયું તેના મોંને પણ ધીકારછે. અને શામળ કવિ કહે છે કે જે પરમેશ્વરનું નામ જપતો નથી તેને પણ ધીકાર છે, (૭)

જે માણસે કાંઈપણ પાપ ના કરયું. જેણે કોઇની બદઓઈ કરી નહીં. જેણે કોઈનો શ્રાપ લીધો નહી. કે જેને સૌને નમસ્કાર કીધા તેજ કમાયો(બધાસાથે નરમાઇથી વરત્યો) તેમ જેણે બરાબર રીતે ધર્મ પાળ્યો. જે કોઇને પણ જુઠું બોલવાને પણ કહેતો નથી. જેણે શીયળવ્રત પાળ્યું (વ્યભિચાર ના કીધો અને ખપની વસ્તુનો તપાસ કર્યો તેજ કમાયો, વળી જેણે પોતાને હા-

ધે ધન વાવરયુ અને કોઇને પણ ખાવાનું આપ્યુ તેને વાસ્તે શામળભટ કહે છે કે ખરેતો એજ આ પૃથ્વી ઉપર કમાયો કે જેના હાથથી બીજા લોકોનું ભલું થયું.



## પાઠ ૩૨ મો.

પ્રખ્યાત[સં]નામીચો, જાણીતો.
આસના વાસના–સેવા ચાકરી, બરદાસ.
આરો–કીનારો. ઉતર્યાની જગ્યા.
તજવીજ–તપાસ,ચોકસી.
ઓળંગવી–આરપાર જવું તે.
ઉતારો–મુકામ.
હાંકી–કાઢી.
સંધ્યાકાળે–સાંજે.
ચરવાને–ખાવાને.
હોશ(ફા)કૌવત,જોર. ગાત્ર, હીમત.
ખબર અંતર–સમાચાર.
નિર્ભય(સં)ભયવગર.
ઝીલતી–ઓલતી.
દીલગીર(ફા)અફસોસ
લોથ–મદદ.
જુજ(આ)નજીવી, હલકી, તુચ્છ.
ઓચીંતી–એકદમ, વગર ઓળખાણે.
બંડી–બદન.

## પાઠ ૩૩ મો.

પુંઠે–પછવાડે.
હિંમત–બાહાદૂરી, ધીરજ.
કટાર[હિં]એક જાતનું લોઢાનું હથીઆર.
સર્વસ્વ(સં)બધું સઘળું
પગરખા–જોડા.
હોકાયંત્ર(સં) વહાણમાં દીશા જોવાનો હોકો.
રામ–સોગન, સપત, કસમ.
નવસ્ત્રો[સં]વગર લુઘડાનો; નાગોપુગો.
અંતઃકરણમાં(સં)–હૃદયમાં, હૈયામાં.
પ્રબળ [સં] જોરાવર,
નોંધ–યાદી.
સુરવાળ–ચોરણો.
વહેમ–અંદેસો.
ભયભીત[સં]બીનેલો, ભયમાંગરક થએલો,
અઘોર [સં] વીકરાળ, બીયામણું.
બુડયો–ડુબીગયો.
લીલ(સં)શેવાળ.
દિલાસો[ફા]હીમત,ધીરજ.
સંપૂર્ણ(સં)પુરી
દરકાર(ફા)ગરજ,પરવા
બરઆવી–પારપડી.

## પાઠ ૩૪ મો.

જન્મખોડ(સં) જન્મની ખામી.
નિર્મળ(સં)ચોખ્ખું.
શ્વાસ(સં)વારા.

ગોંધ્યા—પુર્યા, કેદકીધા
ઉગરેલા—બચેલા.
સ્વચ્છ(સં)ચોખા.
ખુલ્લા—ઉઘાડા.
કષ્ટ(સં)દુઃખ.
સોબતીઓ—સાથીઓ મીત્રો, ભાઇબંધ.
ઉજ્જડ— ઝાડ નાશ પામેલા એવા.
મેદાનો—રણો.
અવયવ—શરીરના ભાગો.
અગત્ય—જરૂર.
સલામત(આ)ખેમ કુશલ.
ભોગવે—પામેસહન કરે
બુધીમાન (સં) અકલવાળો.
અંધાપો[સં] આંખેથી જોવાય નહી તે.
કૌવતવાળી(આ)જોરવાળી.
પરોપકારી[સં]બીજાનુ ભલુ કરનાર.
કરામત(આ)હીકમત.

**પાઠ ૩૫ મો.**

કરપલ્લવી(સં) ઈશારત વિદ્યા.
પલાળી—ભીનાકરી.
પારકી—પરાઈ.
માહીતગાર-વાકેફગાર જાણીતો.
પેનશીલ [અં] કલમ, શીશાપેન,
વીભાગ[સં]વધારેભાગ ભાગગાંભાગ.
પ્રગટકરવું—બહાર પાડવું, જાહેર કરવું.
ઈશારતવીદ્યા(આ. સં) નીશાની પારખવાની વિદ્યા.
ગામઠી—ખાનગી નિશાળવાળો.
મીચી—બંધ કરી.
કમનસીબ— અભાગ્યવાન, નશીબનો ફુટેલો.
દુર્દશા(સં) ખરાબ હાલત, ભુંડા હાલ.
કલ્પિત(સં)ખોટીબનાવેલી.
આશ્રય(સં)ટેકો, આધાર, મદદ, કુમક.
અજ્ઞાની(સં) સમજણ વીનાના.

---

**પાઠ ૩૬ મો.**

યુનાઇટેડસ્ટેટસ (આ)
યુનાટેઇડ-જોડેલુ સ્ટેસ રાજ્યો]ઉત્તર અમેરીકામાં એક દેશછે. (જોડેલા રાજ્યો)
રૂપાળી(સં)ખુબસુરત.
અંધકાર(સં)અંધારૂ.
સુનકાર—સુનું, સુપાચુપ.
વદન[સં] મોં.
વાકીફ—જાણીતી.
ખબરદાર[આ.ફા] હોંશીઆર, સાવધ.
હોંશ(ફા)ઉમંગ.

**પાઠ ૩૭ મો.**

સ્મરણશકિત [સં] યાદદાસ્તી
સુરખી(ફા) તેજી,સુધી
આતુરતા(સં)હોંશ, ઉત્કંઠા.
ચીંતાતુર (સં) ફીકરવાળુ.
તીણા—ઝીણાં.
શુર(સં)અવાજ.
વેઢા—કાપા.
શીક્ષક(સં)મેહેતાજી.
પછાડતો—અફાળતો.

**પાઠ ૩૮ મો.**

સવાલ[આ]પ્રશ્ન.
પાણી ભરાઈ આવ્યુ-આંસુ આવ્યાં,
અણચીંતી-અજાણી.
હૈયું-મન, -હૃદય.
પોતીકી-પોતાની.
ઓલામણાં-પ્યાર બતાવ્યો.
મમતા(સં)પ્યાર, હેત
બચ્ચી-છોકરી.
માડી-મા.
બીખુટાં-જુદા વેગળાં
દુખકારક(સં)દુખ ઉપજે એવો.
પ્યાર[ફા] હેત, માયા, પ્રિત.
પ્રહસ્થ[સં]આબરૂદાર
માણસ
મેળાપ-મુલાકાત.
કુશળ[સં]માહીતગાર

**પાઠ ૩૯ મો.**

નાસ્તીક(સં)પરમેશ્વરને નહી માનનારો.
આસ્તીક[સં]પરમેશ્વર છે એવું માનનારો.
ઉચરે-બોલે.
સરજ્યું-બનાવ્યું.
જગદીસે-પરમેશ્વરે.
નિરૂપયોગી[સં]વગર કામનું [નિ:નહી-ઉપયોગ-કામ.
કથન(સં)કહેણી.
ગંડક-ગાંડો.
ઘાતકરે-મારે.
ડસે-કરડે.
અવસર-વખત.
ઉચાર-બોલ.
આળ-ખોટું વચન.
પુત્રસમ[સં]છોકરા માફક.
દીનદયાળ[સં]ગરીબપર દયા લાવનાર.
નીરમળ-ચોખ્ખા.
ત્રાસ(સં)બીક, ડર.
મલીન[સં]ગંદુ, મેલું, ફુઅડ.
સેજ(હિં)પથારી.
પટ-લુગડાં.
પંડ-શરીર.
વ્યાલ(સં)સાપ.
હણું-હણવાનો
અવર(સં)બીજુ
સધ્ય[સં]તુરત



## કવિતાની સમજુતી.



વગર આસ્તાવાળા માણસની આગળ પરમેશ્વર છે એવી આસ્તા રાખનાર એક માણસ બોલે છે કે દુનિયાના બનાવનાર પરમેશ્વરે આ જગતમાં પેદા કર્યું છે તે ઘણા વિચારથી બનાવ્યું છે, ઈશ્વરની બનાવેલી વસ્તુઓ છે તે એકે પણ નકામી ન-

થી તે સઘળુ માણુસ જાતના સુખને માટે પરમેશ્વરે બનાવ્યું છે ત્યારે પેલો મુર્ખ નાસ્તીક માણુસ અહંકારથી બોલે છે કે ત્યારે દેખાડો. જુ, માકણુ, મચ્છર, જુવા, સિંહ, વાઘ, વરૂ અને સાપ એને પરમેશ્વરે પેદા કીધા છે તો તે કેવા કેવા ઉપયોગમાં આવે છે તે દેખાડો. તે પ્રાણીઓ ઘણા માણુસના શરીરને કરડીને ઘણાના જીવને નુકશાન કરેછે. માટે જો પરમેશ્વરના મનમાં દયા હોતતો કદી પણ તેવા પ્રાણીઓને જન્મ આપતજ નહીં ત્યારે આસ્તીક માણુસ બોલ્યો કે હે ભાઈ તુ એવું તોહોમત મૂક નહીં, પરમેશ્વર આ સઘળી પ્રજાને પોતાના છોકરા તુલ્ય પાળે છે. એવો તે ગરીબની દયા જાણનારો છે. માણસ હમેશાં ચોખ્ખા ન રહે અને સલાહસંપથી વસે એવા હેતુથી તેમના ઉપર ભય મુકેલો છે જો માણુસ ગંદા અથવા મેલા રહે અને પોતાની પથારી [બીછાના] સ્વચ્છ રાખે નહીં, તો જુ, માકણુ, મચ્છર ને જીવડા દુઃખ દે પોતાના શરીર ઉપર વસ્ત્ર પહેરે નહી, અને તે સિવાય ગંદી જગ્યામાં તો તેમને મચ્છર જુવા કરડી ખાય. એવી રીતે ઘર અને આંગણું હમેશાં સાફ ના રાખીએતો સાપ, કાનખજુરા, વીંછીઓ ફરતા ફરતા કચરાના પુંજામાં આવીને ભરાય. વળી માણુસ બધા સાથે લડી ઝગડીને જંગલમાં જઈ તે એકલો ન રહે તેથી વાઘ અને વરૂનો ભય મુકેલો છે.

જો કે આપણું આળસ તજાવનાર પરમેશ્વરે કેવો કાયદો કીધો છે કે નાની ભૂલ પડેતો ચુંટી દે છે. શરીર અને ઘર, વીગરે સ્વચ્છ ના રાખીએ તો જુ, માકણુ, મચ્છર, ચાંચડ, વીગરે કરડે છે પણ મોટી ભુલ કરેતો તેને મોતની ( મરણુની ) શીક્ષા કરે છે. [કોઈ માણુસ સર્વની સાથે લડીને જંગલમાં રહેવા જાયતો તેને વાઘ વરૂ વીગરે જાનવરો તેને મારી નાંખે] જો

પોતે સાફ રહે ને બીજાને સ્વચ્છ રાખે નહીં, તો પવીત્ર માણ-સનો આ મોટો ગુનો પરમેશ્વર કદી પણ માફ કરશે નહીં, [ કે આપણો પાડોશી પણ સ્વચ્છ ના રહે તો મોટું નુકશાન છે ) માટે જગતકર્તાએ દયા આણી વિચારીને તે કામ કીધુ છે. તે જો સમજુ માણસ હોયતો બધું સમજે.



## પાંઠ ૪૦ મો.

સ્તુતિ (સં) પ્રાર્થના, ભકિત.
કરૂણાળુ [સં] કૃપાળુ, દયાળુ.
મજરો (હિં) કલામ, હિસાબ.
સદભાગી [સં] સારોભાગ્યવાન
તનવંત (સં) શરીરવાળા.
પ્રભુતા (સં) બળ, જોર તાકાત-
વણુધેવના–ભકિતવગર.
ધારણા [સં] મનસુબો, ધીરજ.
મદની (સં) દુઃખ.
મળીની–મેશ,
નિર્મળ (સં) સ્વચ્છ, ચોખ્ખી.
કથશે [સં] બોલશે. વદશે.
જગપાળુ (સં) દુનિયાનો પાળ-નારો.
રંજન [સં] ખુશી, ખુશ.
વંદશે (સં) નમશે.
વાનર (સં) વાંદરો, મરકટ,
નીજ (સં) પોતે.
અલ્પબુદ્ધિ (સં) કમ અકકલ, થોડી અકકલ.



## કવિતાની સમજુતી.

દુનિઆની રચના બનાવનાર હે દયાળુ પ્રભુ તું અમારી ઉપર દયા કર, તું તારા ઐશ્વર્ય વડે મારી અરજ દીલમાં ધરીને મારા રોગનો નાશ કર. હે પ્રભુ મને સુખી કરવાને સારૂ તારા હાથ લંબાવ કે જેથી હું સુખીઓ થઈ તારૂં ભજન કરૂ. તારી

પ્રાર્થના ન કરવાથી મને ઘણું નુકશાન થશે. એવાજ સઘળા માણુસોના વીચારોછે. જે મનુષ્ય આ દુનયામાં જન્મેલા છે તેમના દુ:ખોનો હે પ્રભુ તેં નાશ કીધો જણાય છે, તેમને તે; તારા પુત્ર અને પુત્રી સમાન ગણીને તેમના દુ:ખની વખતે દુ:ખ દુર કર્યા છે જે ઘડીમાં જેજે ઘડયા છે તેના ઉપર હે ઉપકારી પ્રભુ તે ઉપકાર કર્યોછે. તારા ગુણ ગાવાથી હે ગુણવંત પ્રભુ મારી લગારે લગાર આપદા જતી રહી છે. અને વળી મારા અંત:કરણની દીલગીરી ઘણી હતી તે મટી ગઈ અને મારી તુચ્છ બુદ્ધિ હતી તે મટી અને સારી બુદ્ધિ થઈ. તારા ગુણનું કોઇ કવી વર્ણન કરવાને ચાહશે તો તેના મોટા ડુંગરો થશે. અમારા નખમાં પણ હમોને કાંઈ સહન થઈ શકતું નથી. તે દુ:ખ કેટલા પ્રાણીઓ જીવતાં ખમે છે, આ દુનિયામાં છેતરવાને ઘણા ઠગારા લોક ઉપાય કરેછે. પરંતુ હે દુનિયાના પાળણ કરનાર પ્રભુ તું તેઓના પાપનો નાશ કરે છે. રજનો પાર પામીએ એવું કહી શકીએ પણ તારા ગુણનો પાર પામવાને હમારૂં ડહાપણ આગળ ચાલી શકતું નથી. જણસો પહેરીને સેંકડો લોક ફરતા ફરે છે. પણ જે સારા ભાગ્યવાન હોય તેજ પોતે સારી બુદ્ધિ શીખે છે ( એટલે અકકલ રૂપી સારા ઘરેણા પહેરે છે. ) માણુસોને ખુશી કરવા વાસ્તે તરેહ તરેહના રંગો બનાવ્યા છે. તે સઘળા હે સુખદાતાર સર્વના સુખને સારૂંજ તેં તે બનાવ્યા છે. માટે જે ધનવંત તને નમસ્કાર નહી કરે (તારૂં સ્મરણ નહી કરશે ) તે માણુસ વાંદરા તુલ્ય ગણાશે. તને તજી દેવા જે કોઈ માણુસ વિચાર કરે તેને તારા માણસો પોતાનો દુશ્મન તરીકે ગણુશે. જો કોઇ તારા ગુણની ગણત્રી કરવા જાય તો તે મરણ પામતાં સુધી પણ ગણી શકે નહી તારા ગુણ ગણતાં કદી પણ

પાર આવે નહીં માટે દલપતરામ કવી કહે છે કે હું શું થોડી બુદ્ધિથી બોલી શકું ( એટલે તેની ગણત્રી કરી શકું )



## પાઠ ૪૧ મો.

દીવાદાંડી- દરિયામાં ખડકઉપરમોટો દીવો મુકેછે તે.
મથાંળાં-ટોચ, મથક.
સહીસલામત(આ) વગર અડચણે, ખેમકુશળ.
લંગરવાર(ફા) લોઢાની બિલાડી.
દીપમાળ (સં) દીવાની હારો.
ખરાબો-પાણીમાં ઢંકાયલા પથરો.
બારાપર-બંદરઉપર.
ઝરૂખો-બારી, છજા, રવેસ.
ત્રીકોણઆકાર[સં]ત્રણ ખુણાના આકારવાળુ.
કરામત-હીકમત.

## પાઠ ૪૨ મો.

બ્લીમોથ(અં)ઈંગ્લાંડમાં શહેર છે.
એડિસ્ટન(સં)ખરાબાનું નામછે.
ઓટ-પાણીનું પાછું જવું. ભરતી.
કસબી (આ) કીસબવાળો.
વાવાઝટ-પવનનું તોફાન.
શમ્યું-શાંતપડયું.
કારીગર(ફા)હુન્નર વાન પુરૂષ.
તબક(ફા)થોક.
સહાયતા(સં)આશરો મદત.
નાશ-નુકશાન.

## પાઠ ૪૩ મો.

ધરતીકંપ(સં)જમીનનું ડોલવું.
જ્વાળામુખીપર્વત(સં) જે પર્વતના મોંમાંથી બળતો રસ અને પથ્થર જોરભેર નીકળેછે તે.
છોળો-છાલકો.
ઘોઘવાટો- અવાજ, સોર.
ગંધાતા(સં) દુરગંધ મારતા.
ધક્કો-આચકો હડશેલો.
મહાભારત[સં]અત્યંત, મોટું.
વહેળા-નાળાં.
ગરક-સમાઈ જાયછે, ડટાઇજવું.

## પાઠ ૪૪ મો.

લાવા-પીગળીગએલા પથ્થરનો રસ.
ટાપુ-બેટ.
ઉપસી-તરીઆવે છે. ઉંચકાઇ વધીઆવુ.
ભેળવણી-ભગ.

———

## પાઠ ૪૫ મો.

ભાગ્ય(સં)નશીબ, દૈ-સ.
છેતરવાને-ઠગવાને.
સાવધ(સં)સાવચેત.
દુષ્ટ[સં]ચંડાળ, પાપી
કર્મથી(સં)કામથી.
પ્રમાણીક(સં)સત્યવાન, સાચા.
તકશીરથી-ભૂલથી.
દુર્ગુણ (સં)નઠારા ગુણ ખોટીલત.
લક્ષણ (સં) ચાલચલગત, ટેવ, શેણ.
ધિક્કારવા[સં]વખોડવા લાયક.
સાચવટ[સં]સત્ય.
તિરસ્કાર(સં)ધિક્કાર.
ઈશ્વરકૃપા(સં) પરમેશ્વરની મેહેરબાની.
પાયો-મંડાણ.
જાળ(સં)ફાંસો,બંધન
ભવ(સં)જીંદગાની.
અંતકાળ (સં) મરતા સુધી,[અંત:કાળ)
અપ્રમાંણિક(સં) ગેરવ્યાજબી,

——

## પાઠ ૪૬ મો.

મુસાફરી(ફા)રટણ, પ્રવાસ.
ઈંગ્લિશ(અં)ઈંગ્લંડના રહેવાશી,
પોશાક-પેરવેશ.
ભભકાદાર- ભપકાવાળુ.
ખચ્ચર(ફા)ટટ્ટુ,
હરેલ- ખશીના જાય તેવા.
મડમ[અં]ઈગ્લીશ લોકોની સ્ત્રી.
ફીરંગી(અં) ટોપીવાળા.

## પાઠ ૪૭ મો

જળમાર્ગે(સં)પાણીને રસ્તે.
ખુશકી (ફા) પગરસ્તે
પડછાયો-ઓળો.
કેવળ (સં) તદન.
ફેંટો-પટકો.
બુરખો-મોંડા ઉપરના ડીદાર [કપડું નાંખે-છે તે.
જનાનો (ફા) બાઈડીઓ.
સદા [સં] હમેશાં, નિરંતર.

## પાઠ ૪૮ મો.

શ્રમ-(સં) મેહેનત, કષ્ટ, દુ:ખ.
વેઠવો-ખમવો.
તળેટી-નીચલો ભાગ.
પડાળી-ઘરની આશપાસ છાપરી નાંખેલો ભાગ.
સીડી-નીસરણી.
હુંડા-કણસલા, ભૂટ્ઠા;
ટાંગી-બાંધી.
મેવા-ફળફળાદી.
હોજ-પાણીનો કુંડ,હવાડો.
કમાનદાર(ફા) કમાનવાળાં.
લપસતાં-ખશી પડતાં લપશી જતાં.
ગજવેલ-પાકું લોઢું, ખરૂલોઢું.

## પાઠ ૪૯ મો.

બીહામણા-બીકલાગે તેવા, બયંકર.
ખરબચડા-ખાડા ખબચાવાળા.
અકડાઇ-સીકડાઈ.
જોખમ-નાશ.

વિકાળ(સં)ભયંકર
અવધી(સં)તોબા.
ગુજરાન—ભરણપોષણ
સેવાળ—લીલ.
પ્રત્યેક—દરેક.
ગોખી—યાદકરી.

**પાઠ ૫૦ મો.**

બ્રિટિશ[અં] ઈંગ્લિશ, ઇંગ્રેજી.
સત્તા(સં)અધિકાર.
વિશાળ(સં)મોટો,લાંબો.
ઉતારૂઓ— પરદેશમાં જનાર લોકો.
આલેકસાંન્દ્રીઆ [આ] સીકંદર પાદશાનું યસોર છે સીકદરીયા શહેર બંદર.

**પાઠ ૫૧ મો.**

પાએ—પગે.
મહુરત (સં) સુભકામ આરંભવાનેમાટે સ્વચ્છ દીવસતે.
જોશ(સં)જોશીનું કામ, જોશ જોવાની ક્રિયા.
પ્રિયા(સં) ભારજા સ્ત્રી
તૃણા(સં) તણખલાં.
મેરૂ[સં]પર્વતનું નામછે
સુખપાલ(સં) સુખનો મેનો. પાલખી.
કાસદ[આ]રટણ, રખડતાં ફરવું.
ક્રોડ(સં)સો લાખ.
ગાંઠે—પાસે.
ધરતા—માગતા.
આણ(સં)હુકમ,સત્તા.
દાવાદળ(સં)ઘણુંજ.
જામ્યાં—થયાં
સુબેદાર—હુકમત, સરદારી.
સાહેબી[આ]મોજ શોખ.
વ્યાઘ્ર—વાઘ,
સરદાર—ઉપરી
સદાવ્રત [સં] હમેશાં ધર્માદા દાન દેવાનું ઠેકાણું.
ગાઠા—ઘસાઈગયા.
જોબનવંતા(સં)જુવાનીઓ.
કનક(સં)સોનું.
કથીર—કલાઈ.
અકર્મી[સં]કમનશીબવાન, અભાગીઓ, હીણભાગ્ય.
સુહાવે—શોભે.
દાસી(સં)લુંડી, ચાકરડી,
પ્રમાણીએ—મેળવીએ
વકરાયો—ખીજવાયો, ચીડાયો.
વનિતા[સં]સ્ત્રી.
રૂઠયો[સં]ગુસ્સે થયો.



# કવિતાની સમજુતી.

—oOo—

જે પુરૂષ ઘણો લાડકવાયો હોય છે તે પોતાનું માન છોડી

ઠ્ઠને કોઈ વખત ભીખ માગે છે. ને જેને ઘણા આદ-ર સતકાર મળે છે. તે કોઈ વખત નીચ માણસને પગે-લાગે છે. અને જેની પાસે ઘણો પૈસો હોય છે. તે ગરી-બ થઈને દંડાય છે. જે જોશીની પાસે ઘણા મહુરતો જુએ છે. તેની સ્ત્રી પણ રંડાય છે. જેની પાસે ઘણો પૈસો હોય છે પણ વિદ્યા હોતી નથી તેને દળીદ્રી જાણવો. અને પરમેશ્વર તણખલાનો પર્વત બનાવે છે (ગરીબને રાજા બનાવે છે) માટે શા વાસ્તે અહંકાર લાવવો જોઇએ. (૧) જે મોટા પાલખીપતી ક-હેવાતા તેને પગે ચાલતાં દીઠાં, અને જે કરોડો રૂપીઆની પુંજી વાળા હતા તેને ભીખ માગતાં જોયાં છે જે માણસને પાંચ પાંચ પુત્ર છતાં તે કદી પણ સુખ પામ્યો નથી. તેવીજ રીતે આખી દુનિયામાં જેની આણ ફરતી તેવા પુરૂસોને માથે મોટાં દુઃખો પડેલાં જોયાં છે. જે પુરૂષને ઘેર સુબેદારની રાજ્યબી હતી તે બદામ બદામ ભીખ માગતાં જોયાં છે. માટે સામળભટ કહે છે કે શાણા પુરૂષો સમજજો કે કોઇનો અહંકાર રહ્યો નથી. (અર્થકે કોઈ પણ દીવશ અહંકાર આણશો નહીં.

જે વાઘની સાથે લડનારા તે પુરૂષોને શરીરે રોગી જોયા છે. જે પુરૂષો ધનમાંજ ગરક થઇ ગયા છે તેવા પુરૂષને (વેરા-ગી) થઈ ખપ્પે ઝોળી ભરવતા જોયા છે.

વળી જે શૂરાના ઉપરી હતા તે બીકણ બની નાસતા જો યાં છે. અને જે પૂરૂષો ગરીબ માણસોને અન્ન પાણી આપતા તેવાની આબરૂ હીણ થઈ ગરીબ થઈ ગએલા જોયા છે. તે-મજ વળી જોબનવંતા (જુવાન) પૂરૂષો અને સ્ત્રીઓ તેમને ડો સા, ડોસીઓ થએલાં જોયાં છે. માટે શામળભટ કહે છે કે એતો વારા ફરતી છાંયડી છે (અર્થ કે સુખ દુઃખ ફરતા ફરતી

આવે છે) તો તેનાં જોશી શું જોશ જોવાનો છે? (૩)

સોનાની કદી કલાઇ થતી નથી તેમજ કલાઇનું સોનું થતું નથી, પણ જે હીણભાગ્ય હોય તે મોટો તવંગર થઇ જાય અને મોટો ઉમરાવ હોય તે અભાગીયો થઈ જાય. વળી લુંડી હોય તે રાણી થઈ જાય ને રાણી હોય તે લુંડી થાય. તેવીજ રીતે જે સતવાદી હોય તે ખુની બને છે ને જે ખુની હોય તેના મનમાં દયા આવી જાય છે. એ મુજબ ફરતા ફરતી દુઃખ સુખ આવે છે. માટે અહંકાર કદી પણ કરવો નહીં. અને મનમાં સંતોષ રાખીને ઇશ્વરની પ્રીતિ આપણા ઉપર મેળવવી.

ખીજવાયલો સરપ કોઇને આધિન થશે નહીં. અને ચીડવાએલો જે વાઘ તેને આપણ પકડવા જઇશું તો તે પકડાશે નહીં. વળી જે સ્ત્રી વરણપાર નિકળી ગઇ તે પાછી ઠેકાણે આવશે નહીં. વળી જે માણુસ જુઠો થયો તે કદાપિ સાચો થનાર નથી. તેવીજ રીતે રાજા કોઇના ઉપર જે વખત ક્રોધાયમાન થાય તો તે તુરતો તુરત શાંત નહીં થાય. માટે તે વખત તો તે જે કહે તે હાએ હા કહીએ. પછી પરમેશ્વરની મરજીમાં આવશે તે ખરૂ.



## પાઠ ૫૨ મો.

પાકા[અ]પાકું.
રસી–ઝરતો રસ.
હેવા–ટેવ, આદત.
કુમ–ખુંવારી.
આકુળવ્યાકુળ(સં)ગાભરો.
બંધારણી–જેને માવરો પડી ગયો તે.
પુષ્ટિકારક(સં)મજબુતી આવે એવું.
ગરાશીઆ–એક જાતના રજપુત ગરાશાના ધણી.
ભાટ–કવીત કહેનાર.
ચારણ–લઢાઇમાં શુર ચઢાવનાર માણુસ.
પાટીદાર–પટેલકણબી
પ્રયોજન(સં) કારણ,

અવસર.
આગ્રહ(સં)બળાત્કાર
ખુવાર(ફા)પાઅમાલ.

## પાઠ ૫૩ મો.

ફોજ(આ)લશ્કર.
ગ્રીક(સં)ગ્રીસના રહે-
વાશી.
આથીનિઅન(સં) અ-
થેન્સ દેશના લોક.
હુમલો—ચઢાઈ.
વારે—મદદે.
ધાયા—આવ્યા.

## પાઠ ૫૪ મો.

બખેડો—કજીઓ.
ચંચળાઇ(સં) હોંશી-
આરી.
સંપીલા (સં) હળીમ-
ળી ચાલનાર.
અખતિઆર—હુકમ.
અવિચારી (સં) વગર
અકકલના,
અન્યાઇ (સં) ખરાબ
રસ્તે ચાલનાર.
મદદગાર(આ.ફા.) મ-
દદનીશ, મદદકરનાર.
ફતેહ(આ)જીત, યશ.
કમજોર—તાકાત વગર-
ના, બળહીણ.
અમલ—હુકમ.

## પાઠ ૫૫ મો.

બળવો—લડાઇ
શમાવી—શાંત પાડી.
વેરો—કર.
ઉશ્કેરણી—ચડાવ્યાથી
ઓલાદ(આ)વંશ, કુ-
ટુંબ.

## પાઠ ૫૬ મો.

હરકત—અડચણ.
અટકયું—બંધરહ્યું.
બાહાલ(ફા)જારી, મં-
જુર.
રહેમ—મહેરબાની.
આચાર્ય[સં]ગુરૂ.
નિમકહલાલી(ફા)જેનું
અન ખાધું તેનો ઉ
પકાર કરવો તે.
દબદબો(આ) ભપકો,
ઝંખવાણો—ઝાંખો.

## પાઠ ૫૭ મો.

તહનામુ(ફા)કોલકરાર
ખુદ[ફા]પોતે, જાતે.
કાબુ(આ)સત્તા, દોરી
મતભેદ[સં]ઉલટો વિ-
ચાર.

---

## પાઠ ૫૮ મો.

ઉદ્યોગ[સં]મહેનત
કોનશલ (અં) સભા,
મંડળી, મસલત ક-
રનારી ટોળી.
કોશીશ(ફા)યત્ન.
હેરાનગતી—ખરાબ દ-
શા વીપત્તી.
ખંડીયા—ખંડણી આ-
પનાર.

## પાઠ ૫૯ મો.

શુભ(સં)સારૂ.
કેણુ—વચન.
રાવણ (સં) લંકાનો
પતી.
સમો(સં)વખત.
કર્ણ(સં)કાન ( કુન્તા-
પુત્ર. )
મદોન્મત (સં) મગ-
રૂર.
જોધ[સં]જબરા. બ-
ળવાન.
કળે [સં]યુકિતથી.
રિપુ (સં) શતરૂ, દુ-
શ્મન.
ક્રોધ[સં]ગુસ્સો.
શિર—(સં)માથુ.
શિળી—ઠંડી, ટાઢી.

| | | |
|---|---|---|
| પ્રતિપાળ(સં)દુનિયા-નો પાળનાર. | બ્રહ્મ[સં]ઈશ્વર. પીછાન-ઓળખાણ. | તોલ[સં]વિચાર. |



## [કવિતાની સમજુતી.

—oOo—

જે માણસ અભિમાન કરે છે તેને ઘણું કરીને હજાર ઘણો હલકો જાણવો, એ હું સત્ય વેણ કહુછું તે બધા કાને સાંભળો, અને અહંકાર છોડી દઈને પ્રભૂની ભકિત કરો. (૧)

રાવણ મોટો અહંકારી હતો તેનો અહંકાર નરમ પડી ગયો, અને વખત આવ્યો ત્યારે સઘળા તેના શત્રુ થયા. તે વારે જરૂર તેનો જીવ ગયો, માટે અભિમાન છોડી દઈને પ્રભૂની પ્રાર્થના કરો. (૨)

વળી દુરજોધન અને કરણ જેવા રાજા જેઓ મોટા અભિમાની હતા, અને દરરોજ ગરીબોને સદાવ્રત આપતા તેઓનું પણ અહંકારથી મરણ થયું, માટે અહંકાર તજી દેઇ પ્રભૂની પ્રાર્થના કરો. (૩)

જેઓ દુનિયામાં પ્રખ્યાત અને બળવાન ગણાતા અને તેઓ વખત જોઇને દુશ્મનો ઉપર ક્રોધ કરતા એવા જોરાવર પણ વીર કામડાં તજીને મરણ પામ્યાં, માટે અહંકાર છોડી૦ (૪)

જેઓના મસ્તક ઉપર છત્રીની ઠંડી છાંયા થતી, જેઓ કાંઈ પણ કામ કરતા બીતાં નહીં, તેવા પણ મરણ પામ્યા, અને તેઓના સારા, આ નરસા ગુણો લોકોમાં કેહેવાતા રહ્યા છે, માટે અહંકાર છોડી૦ (૫)

જે કોઈ માણસ સઘળા સારા ગુણો પ્રાપ્ત કરે, અને અંત:કરણમાં લેશ માત્ર પણ અભિમાન ના કરે તો દૂધ અને સાકરમાં જેમ ઝેર ભળ્યું હોય તેવી રીતે થઈ જાય છે. માટે અહંકાર છોડી૦ (૬)

જો તમે ખરા અંતઃકરણથી આ જગતમાં આબરૂ મેળવવાને ચાહતા હો; તો કદી પણ તમે અહંકાર કરતા નહીં. અને જેમ જેમ તમો નરમાશ પકડતા જશો તેમ તેમ તમો ગુણવાન થશો. માટે અહંકાર છોડી૦ (૭)

અહંકાર જો તમારા મનમાંથી જશે, તોજ તમે બધાને પ્રીય લાગશો, ને પરમેશ્વરની સાથે તમારૂં ખરૂં હેત થશે; પછી તમને તે પ્રભૂનું બરોબર જ્ઞાન થશે, માટે અહંકાર છોડી૦ [૮]

આ સારા અને સંતોષકારક નવ છંદ શ્રવણ કરીને રાજા અને પ્રજા એ બંને વિચાર અને વિવેકની સાથે તેનો દિલમાં તોલ કરો એવું દલપતરામ કવિ કહે છે.



## પાઠ ૬૦ મો.

| | |
|---|---|
| રૂદેમાં [સં] મનમાં, અંતઃકરણમાં. | પતિ (સં) ભરથાર. |
| ધૈર્ય [સં] ધીરજ. | ભૂપ (સં) રાજા. |
| હબકી–ડરી, બીની. | હરીશ્ચંદ્ર[સં]અયોધાનો રાજા. |
| વિશ્વ (સં) દુનિયા. | કદાપિ–ભોગજોગે, કોઈવખત. |
| વધાઈ–સારી ખબર. | તદાપિ–તોપણ. |
| જાનકી (સં)સીતા,[રામનીસ્ત્રી. | શાંતી (સં) ધૈર્ય. |
| ગુજાર્યા–ખમ્યા, કાઢયા. | શ્રી (સં) શોભાયમાન. |
| દ્રૌપદી [સં] પાંડવની સ્ત્રી. | કૃપાનાથ (સં) કરૂણાવંત. |
| | આશિશ–આશરવાદ. |

# કવિતાની સમજુતી.



પરમેશ્વરને જે વખતે જે કાંઈ ગમે તે આપણે ખમવું અને હમેશાં મનમાં મગ્ન રહેવું. કદી પણ હબકખાઈને હિમત હારવી નહી. અને ઘણું દુઃખ આવી પડે તોપણ તેવા વખતે સારી પેઠે ધીરજ ધરવી. (૧)

આ દુનિયામાં પરમેશ્વરે એવી યુકિત કરી છે કે જેવી રીતે વરસાદના દિવસમાં વાદળાની ઘટા ઘડીમાં થાય છે ને ઘડીકમાં વીખેરાઈ જાય છે. (મતલબ કે ઘડીમાં સુખ ને ઘડીમાં દુઃખ) તેવીજ રીતે જે હમણાં બન્યું તે હમણાં જતુ રહે છે. તેથી ગમે તેવું દુઃખ પડે પણ હિમત્ત હારવી નહીં. (૨)

એક વખત લગ્નની ખબર મળે છે ને એક વખત મહા ભોગ આવી મળેછે. હમેશાં સારો તેમજ કાંઈ માઠો વખત આવતો નથી. માટે દુઃખ આવી પડે (૩)

કદાપી એકાદ વખત સઘળી આબરૂ જતી હોય અથવા બાલાથી આપણા શરીરનો નાશ થતો હોય, તો તેવા વખતે એમ સમજવું કે પરમેશ્વરની એવી ઈચ્છા છે. તેથી ઘણું દુઃખ આવી પડે પણ ધિરજ રાખવી૰ [૪]

જુઓ કે રામ રાજાની સ્ત્રી સીતા હતાં, તેમને રાવણુ રડતી પોતાના ખંધોલે બેસાડી પકડી લઈ ગયો, તોપણ તેણીએ એવો વખત ધીરજ રાખીને કાઢયો, માટે દુઃખ આવી પડે૰[૫]

વળી પતિવ્રતા દ્રૌપદીને સભા વચ્ચે બોલાવીને તેના પતિના દેખતાં દુષ્ટ તેનાં શરીરનાં વસ્ત્ર તાણુવા લાગ્યો, તોપણ

તેણે પોતાનો વહાલો જીવ કહાડયો નહીં. માટે ઘણું દુઃખ આવી પડે પણ ધિરજ૦ (૬)

જુવોકે હરિશ્ચંદ્ર રાજા કેવું દુઃખ પામ્યો. કે તે દુઃખની વેળાએ મજુરી કરીને પણ જીવ્યો. તે મોટા હાથીના હોદ્દાપર બેસનારો હતો તોપણ—માટે ઘણું દુઃખ આવી પડે. (૭)

કદાચ કોઈ બીજો માણસ આપણો જીવ લેવાને ખુશી હોય ને જો આપણે આપણો દેહ ત્યાગીએ તો મોટું પ્રાશ્ચિત લાગે માટે બનતા સુધી આપણે આપણો જીવ બચાવવો. માટે ઘણું દુખ આવી પડે. (૮)

કદાપી કાળે આપણા દોસ્તદાર ઊપર ઘણું દુઃખ આવી પડે તો તે જોઇને ગાભરા થઇ આપણે રડવું નહીં. આપણાથી બને તેટલા ઇલાજો કરીને તેને દુઃખમાંથી બચાવવો. અને ઘણું દુઃખ આવી પડે [૯]

કદાપિ કોઇ એક માણસ કૂવામાં પડયો હોય, અને તેવા વખતે તેનો ભાઇબંધ બેઠો બેઠો માથુ કૂટીને રડયા કરે, તો તેથી શું ? તે માત્ર બચવાનો ? માટે ઘણું દુઃખ આવી પડે.(૧૦)

કદાચ કાંઇ પણ ઉપાય ચાલે નહીં એવું હોય તોપણ મનમાં ખુબ વિચારો કરવા ને રડવું નહીં. અને એવા વખતે પ્રભુનું સ્મરણ કરે અને ધિરજ ધરે તેજ સારો. માટે ઘણું દુખ આવી પડે૦ [૧૧]

હે મારા સઘળા મિત્રો હેતથી સાંભળો, તમારી દિલગીરી શ્રી પરમેશ્વર દૂર કરશે. હે દયાળુ પ્રભુ તમો સર્વ જગો ઉપર સુખ આપો. એવી આશિષ દલપતરામ કવિ દે છે. [૧૨]

**પાઠ ૬૧ મો.**

દોષ (સં) ગુન્હો, ભુલચુક.
દુરગુણ (સં) નઠારા આચરણ.
અપશબ્દો [સં] ખરાબ વચન.
કુવચન (સં) ખરાબ વેણ.
ઓચરતા (સં)વદતા, બોલતા.
પરિણામ (સં) ફળ.
ઘાત (સં) મોત.
સત્યાનાશ (સં) નસંતાન, નખોદ.
શ્રાપ (સં) ખોટી આશિષ, બદદુવા.
કુભારજા [સં] ખરાબ સ્ત્રી.
વિપરીત [સં] ઉલટું.
રીઢાં—પાકાં.
કુકર્મ (સં) નઠારાં કર્મ
સામીલ(સ)દાખલથવું
ફટાણાં—ખરાબગાણું.
અનિતી(સં)માઠીરીત

**પાઠ ૬૨ મો.**

પ્રકાર [સં] રીત.
ગાભલા—રૂના ફુચા.
પીગળતું(સં) ઓગળતું.
ગલીઓ—ખીણ, બે પહાડની વચ્ચેની જાજમ.
ચંપાઇગયા—દબાઈગયા.
પાદરી—અંગ્રેજ લોકનો ધર્મગુરૂ.
ચકરી—તમ્મર ખાઇને.
બેશુદ્ધ—ભાન વગરનો.
અણીશુદ્ધ—સહીસલામત.

**પાઠ ૬૩ મો.**

ડેહેલાની—ગાડીખાનાની.
કદમ (આ) ડગલાં.
અશકત [સં] કમજોર તાકાત વગરનો.
ફરાતુ—ચલાતુ.
ફોજદાર (આ) પોલીસનો ઉપરી.
કવગા—વગ વગરના,

**પાઠ ૬૪ મો.**

કકડાટ—અવાજ.
ગંજી [ફા] ગંજ,
ચેસ્ટન [અં] એકજાતનું રસવાળું ફળ.
આકારૂ—મોટું કાણું.
પૂગે—પોચે.
કલ્પાંત [સં] અતિશય રૂદન,

**પાઠ ૬૫ મો.**

કર (સં) વેરો.
વોળાવો—પરદેશજતાં જાણીતો માણસ રાખવો પડે છે તે.
વાવેતર—રોપણી.
મિલકત—પુંજી, ધન.
ચોકીદારો—પેહેરેગીરો
ઉગાવેલો—પકાવેલો.
સંરક્ષણ (સં) સાચવવું, રક્ષા.
કામદાર—કારકૂન.
ન્યાયાધિશ (સં) ઈનસાફનો ચુકાદો કરનાર.
અદાલતો (ફા)કોરટો.
તુરંગ—કેદખાનું, જેલ.
સારાંશ [સં]મતલબ.
લાજમ (આ)ઘટારત.

**પાઠ ૬૬ મો.**

વીસરી—ભૂલી.
નેસ્તી—અનાજ, કરીઆણું, તેલ, દીવેલ, વગેરે વેચનાર.

નાણું-પૈસો.
સૌભેગો-બધાનો એકઠો.
છુટકો-નીકાલ.
હિસ્સે-ભાગે, વરાડે.
આશ્રય(સં)આશરો.
ખબડદારી[આ.ફા]હોંશીઆરી.
જુદાણ-જુદું.

**પાઠ ૬૭ મો.**

કેર-કોપ, જુલમ.
અનોપમ(સં)ચડતું
કુકર્મી(સં) નીચ કામ કરનાર.
મારણ-મારનારા.
કંકાસ(સં)કલેશ.
વૈભવ[સં]મોજ શોખ.
પટકુળ(સં) ચીર લૂગડાં.
ખરાબી-નુકશાન.
સંહાર[સં]નાશ.
પીંઢારા-લુટારા.
કુપાત્ર[સં]નઠારા.
તેજાની નીચે- વાવટા નીચે.
તનુજ(સં)છોકરાં.
ગુલતાન (ફા) ચકચુર થવું
ધવળ-ધોળ.
ધારા[સં]નિયમો.
ફાંસીખોરા-ડગાખોર
ધીંગા- મજબુત, કૌવતવાળા.
જત-એક જાતના મુસલમાની લોક
કુવેતર-વાવણી કરવા સારૂ કુવાના પાણીથી જે જમીન તૈયાર કરવામાં આવે છે તે.
લંકા-રાવણ રાજાનો મુલક.
હિમાચળ(સં) પર્વતનું નામ છે. જે પર્વત ઉપર ઘણું હીમ પડે તે(હીમ-અચળ.
પ્રવેશ(સં)પેસવું,જવું, ઘુસવું.
અતિરિક્ત(સં)એ શિવાય બીજા
આભાર(સં)ઉપકાર
નિરંતર (સં)હમેશાં

---



# કવિતાની સમજુતી.

—oOo—

[ જ્યારથી ઈંગ્લીશ રાજ્ય થયું ત્યારથી ] આંખોમાંથી ઈરશા ગઇ, વેરભાવ જતો રહયો, અને કાળા કર્મના કરનારા પણ જતા રહ્યા. તેવીજ રીતે પારકી ન્યાતના અને જાતનાઓ વચ્ચે સંપ વધીને સંસાર ચાલે છે જુઓ કે ગરીબડી બકરીનો પણ કોઈ કાન ઝાલી શકતું નથી. એ ઈશ્વરનો આભાર માની

ને હે હિંદુસ્તાન તું ખુશી થા. (૧)

જોકે આજે ઘણુંજ સરસ રાજ્ય થયું છે, તેથી તારી આબરૂનો વધારો થયો છે. માહા નીચ કર્મના કરનાર ચોર તે પણ ગયા, ને દગો નરમ પડી ગયો તેને જો ને મહમદ સરખા ખુની માણસો મારનારા નથી. તૈમુરલીંગના જેવા તોફાની નથી. માટે ઇશ્વિરનો આભાર માનીને હે હિંદુસ્તાન ખુશી થા. (૨)

જુલમી રાજાનો જડ મૂળથી નાશ થયો, નાદિરશાના જેવા મરી ગયા, ભાલનો મોટો ભાગ(ભીલલુંટા ા)તે ક્યાં છે? કજીઆ ને કલેશ તે પણ ક્યાં છે? રૈયત સઘળા તરેહવાર સુખ ભોગવે છે અને સુંદર લુગડાં પહેરે છે અને પાન ચાવે છે. એ ઇશ્વરનો આભાર માનીને હે હિંદુસ્તાન તું ખુશી થા. [૩]

આવા રાજ્યની અંદર હોલકરથી કાંઇ પણ ખરાબી થતી નથી, અને મરાઠા તે શા હિસાબમાં છે, સિંધીઆ કદી નાશ કરતા નથી, અને લુચ્ચા પીંઢારા પણ જતા રહ્યા છે; હે હિંદુસ્તાન ઇંગ્રેજ સરકારના વાવટા નીચે તારાં જે છોકરાં તે નિર્ભયપણે મોજ કરે છે; એ ઇશ્વરનો આભાર માનીને હે હિંદુસ્તાન તું ખુશી થા. [૪]

ઇંગ્લીશ જેવા બળવાન રાજ્યના આશરા તળે રહીને પ્રજાના ગુણના ધોળ અને ગીતો ગાય છે; જેના પણ નિયમો સૌથી સરસ છે; તેથી નબળા માણસને મનમાં લેશ માત્ર ભય રહેતો નથી. કોળી [લૂટફાટ કરનારા] વગેરેનો ડર મટાડીને સંસ્થાન સંભાળે છે. એ ઇશ્વરનો આભાર માનીને હે હિંદુસ્તાન તું ખુશી થા. (૫)

ફાંસી દઇને મારી નાંખનારા ઠેગ કરી જંગલમાં ફરતા, ને રસ્તો બંધ પાડતા, તેમ હવે થતું નથી. જબરા કાઠીઓ

(કાઠીઆવાડના રહેનારા) અને જત જાતના ધાડા લોકોને ઘે-રીને લુંટતા તેમ હવે થતું નથી. વળી ખેતરો કે વાડીઓમાં જઇને લશ્કર અનાજ લૂટી શકતા નથી. એ ઇશ્વિરનો આભાર માનીને હે હિંદુસ્તાન તું ખુશી થા. (૬)

લંકાથી તે હિમાચળસુધી, અને કલકત્તાથી કચ્છદેશ સુધી (એટલે હિંદુસ્તાનની દક્ષિણેથી ઉત્તર સુધી, અને પુર્વથી પશ્ચીમ સુધી) વળી પંજાબ, સિંધ, સોરઠ, દક્ષિણ અને માળવા વગેરે દેશોમાંથી ભયના અને દુ:ખના દિવસો ગયા, અને સુખના દિ-વશ આવ્યાં, એ ઇશ્વિરનો આભાર માનીને હે હિંદુસ્તાન તું ખુશી થા. [૭]

તે કારણોથી હે હિંદુસ્તાન તું શરીર અને અંત:કરણથી એનો ઉપકાર માન; અને હમેશા ખુશી રહીને પરમેશ્વરને ત્યાં જવાનો વખત સાચવી ને કલ્યાણ થાય એવા ઉપાય કરજે; દ-લપતરામ કવિ કહેછે કે હું આશિશ દઉછું કે હે હિંદુસ્તાન તું તારો પ્રતાપ અને માન બંને વધો માટે ઇશ્વરનો આભાર માનીને હે હિંદુસ્થાન તું મનમાં ખુશો થા. (૮)



## પાઠ ૬૮ મો.

ફળદ્રુપ(સં)રસાળ,ફળવંત
ફુલાદિક(સં)ફુલ વગેરે
મગમગાટ—ખુશબોશી, બેહેકી રહેવું.
ગાલીચા—બીછાના
નીરે—નાંખે છે
ચણીઆ—ઘાઘરા
ઝભ્ભા—પેરણ ચણી આના જેવો ઝુલતો પોશાક
દેખાવડાં—રૂપાળાં શો ભાયમાન.
સુઘડ—ચોખ્ખા.
સ્વચ્છ—સુખ ઉપજે એવા.

## પાઠ ૬૯ મો.

સૂર્યમૂખી (સં) સૂર્યના આકાર જેવા.
મગજમાં(સં)માથામાં
પાચન—પચાવ.

આંચળ—થાન.
ગતિ—ચાલ.
જંતુ(સં)જીવડાં
મધ્યબિંદુ(સં) વચલી જગા, વચમાંનું સ્થાન.
કૃમી—એક જાતના કીડા
બહુપગા—ઘણા પગના

**પાઠ ૭૦ મો.**

રૂઢીઓ(સં)રીત રીવાજ.
વિદ્યાદિ[સં] વિદ્યા વગેરે. (વિદ્યા—આદિ)
નિષ્પક્ષપાતે(સં) વગર વગે, તરફદારીએ.
વગોડે—ફજેત કરે. વગોવે.
દ્રષ્ટાંત(સં)દાખલો
ગર્ભ—મહિના. હમેલ.
પુખ્ત(સં)પાકી
સંપત(સં)દોલત. પૈસો, ધન,
સ્ત્રી ભરથાર—વર વહુ.
છુટ—રજા.
હોજતપડદો—ખુલાજો.
અર્વાચીન—નવું.
ગ્રંથો(સં) પુસ્તકો.



**પાઠ ૭૧ મો.**

ગેરફાયદા(ફા) નુકશાન
બાલ્યાવસ્થા(સં)બચપણ, નાની અવસ્થા
કમાવા—પેદા કરવા
સ્વાર્થ(સં)મતલબ,
ખટપટ—જંજાળ, કડાકુટ.
હીણુકમાઉ—રળતો ના હોય તે. પેદા ના કરતો હોય તે.
પરતંત્ર—પરાધીન, પારકાને તાબે.
કજોડુ—બે સરખા નહીતે. એક મોટું ને એક નાનુ.
વગોણું—વગોવાવવું
સાન—અક્કલ, શીખામણ, ડહાપણ.
કુકર્મ(સં)નઠારાં કર્મ, ખરાબ આદત,
યોગ્ય[સં] લાયક.
વિધવા[સં]રાંડેલી સ્ત્રી
પુનર્વીવાહ(સં) રાંડેલી સ્ત્રીની સાથે ફેર પરણવુ તે,
ઉઘાડેછોગે—ખુલ્લી રીતે
ભુંડા—નઠારા, ખરાબ

કુવચનો.
દરિદ્રી—આળસુ, સુસ્ત
ફીટકારો—ધિક્કારો,

**પાઠ ૭૨ મો.**

ઉદ્યોગ[સં]મહેનત.
સ્થિતિ(સં)હાલત, અવસ્થા.
બાળહત્યા(સં)બાળકની ઘાત,
ભવ—જીંદગી, જન્મારો
શોક(સં)અફસોસ, દીલગીરી.
આડોઆંક—બેહદ, અત્યંત.
સુખાકારી(સં) મોજ, શોખ, સુખ, ચેન.
વર્ણ(સં)જાત, ન્યાત.
વાંઝણી(સં)જે સ્ત્રીને સંતાન ન થાય તે.
અપંગ (સં) શરીરના ભાગમાં કાંઈ પણ અડચણ "હોય તે (ખાંપણ)"
વહાલ—પ્યાર, હેત.
કુપાત્ર(સં)કમજાત(કુ: પાત્ર)
વર્ણવી[સં]દરશાવી

---

## પાઠ ૭૩ મો.

ભુજ—હાથની કુણીનો ઉપરનો ભાગ.
રગો[ફા]નસો.
ચલન વલન—હાલવું ચાલવું.
સ્નાયુ[સં]નસ,
ગતિ(સં)ચાલ.
કસરત[આ]મહેનતથી શરીરને વાળવું તે.
નબળા[સં]કૌવત વગરના.

## પાઠ ૭૪ મો.

કસબ(સં)હુન્નર.
ગુમાસ્તો(ફા)વાણોતર
કારીગરી[ફા]કીસબ.
જતરડો—તાર ખેંચવાનું ઝીણા વેહેવાળુ હથિઆર.
પોલાદ—ખરૂ લોઢુ

## પાઠ ૭૫ મો.

ચમત્કારી [સં] નવાઇ જેવી આશ્ચર્ય માને તેવી.
આમળો—વળ.
તાવડો—પેણો,કડાઈ
ગજવેલ—ખરૂં લોઢું
સપ્પટ(ફા)સજડ

## પાઠ ૭૬ મો.

વાકિફ(સં)માહીત્તગાર
ગેરનફો(આ)ફાયદાન હીં તે.
ટોટો—ખાદ, નુકશાની
વિભાગ(સં)જુદા જુદા ભાગ.
પરઠી—વેચી, શરતકરી

## પાઠ ૭૭ મો.

ઓકાએક—ઓચિંતો, એકદમ.
નિર્વંશ(સં)વંશ વગરનું, નખોદ, સત્યાનાશ,

## પાઠ ૭૮ મો.

એકકો—સંપ
પક્ષ[સં]તડ, ભાગ.
આગેવાન—ઉપરી

## પાઠ ૭૯ મો.

બળવો—હુલડ, દગો, હંગામો.
શરણે(સં)આશરે.
દરમિઆન[સં]અરસો વખત.

—૦—

## પાઠ ૮૦ મો.

વંશજ—કુટુંબી.
અમલ(આ)હુકમ અધિકાર.
કોશિશ(અ)યોજના
મના(આ)બંધી.
જાસ્તી[ફા]વધારે,વિશેષ

## પાઠ ૮૧ મો.

કજીઓ—લડાઈ
ઉશ્કેરીને—ચઢાવીને.
ગડબડાટ—તોફાન,ગડબડ.

## પાઠ ૮૨ મો.

છેવટ—પરિણામ, છેડો
મંડાણ—શરૂઆત, પગરણ.
પુંઠ—કેડો, પીછો.

## પાઠ ૮૩ મો

વેર[સં]ખાર અદેખાઇ.
મુદત—વખત.
જુલમ[આ] ગજબ, કેર.
ગુલામ[આ]વેચાણલી

ધેલા ચાકર, દાસ.
સમાપ્ત(સં)આખર અંતઆવ્યો.

**પાઠ ૮૪ મો.**

કુસંગતિ(સં)નઠારીસોબત.
ભળે—મળે, ભળીજાય.
શામ[સં]શામળો, કાળો.
સફેદ (સં) ઊજળો, ધોળો.
સંગમાં—સોબતમાં
કુસંગી(સં)ખરાબ સોબત.
પ્રસંગ[સં] વખત, જોગ.
યારી(સં)સોબત
કઢંગી—ઢંગ વગરનો
અંગ[સં]શરીર
ખાળનીર—નીકોરીનું પાણી.
ગંગ(સં)ગંગાનું.
કલાલ(આ)દારૂ, તાડી વીગરેનો વેચનાર
છણાય—વગોવાય, ચરચાય, જાહેર થાય.
મદ્યપાન(સં)દારૂ પીવો તે
શ્રેષ્ટ[સં]સરસ મોટું
નિકૃષ્ટ[સં]નઠારૂં, ખરાબ
ધોરી—બળદ
વિહંગ(સં)પક્ષી.
પુલિંગ—નરજાતી.
પાલટી—બદલાઈ
વિકાર(સં)રોગ.
પ્રાણ(સં) જીવ.
કુવેણ—નઠારૂ વેણ.
સહસ્ત્રધા [સં) હજાર પ્રકારે
સુવર્ણ—સારૂં વચન.
કણ—કણ, દાણો.
અણુ—રજકણ.
નેણમાં[સં]આંખમાં.
રસી(ફા)દોરડું
સતસંગ[સં]સારી સોબત.
સદા—હમેશાં.



## કવિતાની સમજુતી.

—oOo—

ભાતમાં જરા લવીંગનો વઘારદીધો હોય, તેવીજ રીતે હીંગનો દીધો હોય તો તેની સુગંધી ગમે તેટલા ઉપાય કરો પણ જશે નહીં. જો ધોળા લુઘડાંને કાળા રંગમા બોળીએ તો તે તેવાંજ એટલે કાળાં થશે. તે પ્રમાણે નઠારાની શોબત કરવાથી તેના ખરાબ ગુણો સોબત કરનારને આવે છે. [૧]

અફીણીઆની સોબત કરવાથી લોકો અફીણીઆમાં ખપે

છે, અને જુગારીઓની સોબતથી જુગારી કહેવાય છે, તેવીજ રીતે ઢંગ વગરના માણુસની સોબત કરવાથી કઢંગા જણાય છે. એવી રીતે નઠારા ગુણોવાળાની સોબત કરવાથી તે દુરગુણ તેનામાં આવે છે. [૨]

જ્યાં એક હજાર શેર જુવાર હોય તેમાં એક શેર ડાંગર મળે તો તેથી કરીને કાંઈ ડાંગરનું મુલ ડાંગરના ભાવ જેટલું મળવાનું નથી. તે જુવારની સોબતથી તે જુવારના ભાવમાં ખપશે. (સારાંશ કે ઘણા બેવકુફમાં કદાપી એક સારો હોય પણ તે બેવકુફમાં ખપે છે) પણ નીકોરીઓનું ગંદુ પાણી ગંગામાં જવાથી તે ગંગાના પાણી જેવું સ્વચ્છ ગણાય છે. (ઘણા સારામાં એક નઠારો જાય તો તે સુધરે) એવી નઠારાની સોબતથી તેના દુર્ગણ૦ [૩]

જો કોઈ માણસ ચોખ્ખું દૂધ દારૂવાળાની દુકાનમાં જઈને પીશે તો તે વાતની ચરચા થઈ તેણે દારૂ પીધો એવું કહેવાશે. જુગારી માણસ પાસે ઘણી કીંમતનું નંગ આવશે તો તે છેક હલકી કીંમતમાં વેચી નાંખશે. તેમજ નઠારાની સોબત કરવાથી તેના દુર્ગણ૦ [૪]

કદાચ કાળા બળદની પાસે ધોળો બળદ બાંધીએ તો તે કાળો નહીં થાય પણ તેના ગુણો તેનામાં આવશે, વળી પક્ષીની પાસે રાખીએ તો ઉડવા તો ના શાખે પણ ઘેકડા ભરતા તો શીખશેજ. એ રીતે નઠારાની સોબત કરવાથી૦ [૫]

ભાત એ પુરૂષની જાતી છે તેને નારી જાતી દાળની સોબત થઈ તો તેની ખીચડી થઇને તે નારી જાતીમાંજ ખપશે. વળી આંધળાની ટોળીમાં એક દેખતો તે પણ આંધળામાંજ ખપશે. એ રીતે નઠારાની સોબત કરવાથી. [૬]

બાર શેર દૂધમાં એક લગાર ઝેર નાંખવામાં આવે તો તે પીવાથી તરતજ પીનાર માણસ મરણ પામશે. તેમજ સારા માણસમાં કોઇ નઠારો માણસ જઇ તેઓના રંગનો ભંગ કરે છે તો તેથી તેઓ દિલગીર થશે. એ રીતે નઠારાની સોબત૦ (૭)

જો હજાર જાતના સારા વાકયોમાં એક પણ નઠારૂં વાકય આવે તો તે શોભનાર નથી, ઝીણી રજ અથવા રજ સરખી ચીજ આંખમાં સમાનાર નથી, અને સળંગ દોરીમાં એક ગાંઠ હશે તો તે ગમશે નહીં. એ રીતે નઠારાની સોબત કરવાથી તેના દુરગુણ સોબત કરનારને આવે છે. માટે નઠારાની સોબત છોડી દો, અને સારા માણસની સંગત કરો; આ વાત દલપતરામ કવિ કહે છે કે મનમાં ઉમંગ લાવીને માનો.



## પાઠ ૮૫ મો

આંચળ—સ્તન, ધઇ.
વાગોળનારા—ખાધેલુંપાછું મોંમાં લાવીને ચાવનારા.
બડવા—ચાપડા.
વાટી—ભાગી
છછુંદર—એક જાતનું જીવડાખાનાર પક્ષી.
ચીત્ર—ચીત્રામણ
ધારવાળા—અણીવાળા.
રાક્ષસીઓ—બેવડા દાંત દાઢતરફના કચરડી ખાનાર બેવડા દાંત.
બીવર (અં) સસલાં
સ્લોથ (અં) એક જાતના ઝાડના પાતરા ખાઇ જનારૂ જાનવર.

## પાઠ ૮૬ મો.

સંકટ [સં] દુઃખ
કાંગારૂ (અં) એક જાતનુ હસ્તુ પક્ષી.

## પાઠ ૮૭ મો.

ખચ્ચર—ગધેડામાં નહીં ને ઘોડામાં નહીં.

જીબ્રા (અં) ઘોડાના આકાર જેવું જાડી ચામડીવાળું પશુ.
અનુકુળ (સં) માફક.
જઠર (સં) ખાધેલું અન્ન પાચન થવાની જગા.
પાટુ—લાત.
કસ્તુરીમૃગ (સં)જે હરણની ડુંટીમાંથી કસ્તુરી નીકળે છે.
જીરાફ (સં) એક જાતનું ઊંચુ સીધી ડોકનું જનાવર.
નસકોરા—નાક.

**પાઠ ૮૮ મો.**

મોંઘવારી—માઘોભાવ.
સોંઘો—સસ્તો.
સુડતાલો (સં) સન ૧૮૪૭ ની સાલનો.
અગણોતરો — સન ૧૮૬૯ માં વરસનો
કષ્ટ (સં) દુઃખ.
પરમકૃપાળુ (સં) અતિ દયાળુ.
દુકાળ [સં] કાળ, અનાજનો ટોટો પડવો
સંભવ [સં] વિચાર, મનમાં લાગવું તે.
સાધનો (સં) ઉપાય.
સમય—વખત.
અધીરા (સં) ધીરજ વગરના.
કણિઆ—ફડીયા, ધાન્ય વેચનારા.
અઘટિત(સં) ઘટારત નહિ તે.
શાહુકાર—સરાફ, ધન્યવાન, આબરૂદાર, પ્રહસ્ત.
નેસ્તી(સં)વેપારી, ગાંધી.
બજાર[ફા]ભાવ
પડાપડી—મમતા મમતી.

**પાઠ ૮૯ મો.**

છત—અછત નહીં તે.
ટોટો—ખાદ.
અછત—છત નહીં તે.
તંગાસ[ફા]તંગી, તાણ.
ફાયદો(ફા)લાભ.
વેલા—-આપદા, વિપત્તિ, દુઃખ.
સંઘરેલું—ભરી મુકેલું

**પાઠ ૯૦ મો.**

હદ—સીમા.
બીડ—ઢોરને ચરવાની જગ્યા.
કરવતીઆ— કરવતના દાંતા.
હાસ્પિતલ (અ) ઈસ્પીતાલ, દવાખાનું
રમણિય[સં]ખુશ લાગે તેવું.
નાનાપ્રકારના(સં)તરેહ તરેહવારના.
પડતર—ખાલી.
મગમગાટ—એહેકી રહેવું.
લેવડદેવડ—આપવું લેવું લેણ દેણ.

**પાઠ ૯૧ મો.**

ચીચરવટી—ચીરો.
મંડપો[સં]માંડવાઓ.
ખંડેર—ખંડીએર.
લિંબવાઈ—લીંબુ.
કુંજ—જથો, ઘણા ઝાડો એકઠા તેવી જગ્યા.
સ્વાદિષ્ટ(સં)સ્વાદ વાળાં.
સાટમારી—કુસ્તી, લડાઈ.
પાળા—પગે ચાલનાર માણસ.

જીવાળ—તેજદાર. કસદાર.
ભાર બરદારી— બોજો લેઈ જનાર.
પોઠ—ટોળુ, કાફલો.
લાદેલો—નાંખેલોભરેલો.

**પાઠ ૯૨ મો.**

સુનીત(સં)સારીચાલ
સાંખેછે—ખમે છે.
પ્રમાણિક[સં]સાચો.
ભરણપોષણ [સં] ગુજરાન, ગુજરો.
નિંદા(સં)બદઓઇ ભુંડુ બોલવું.
સદગુણ [સં] સારાગુણ. (સત:ગુણ.)
પ્રશ્નોત્તર [સં] સવાલ જવાબ.
નિરપરાધી(સં)અપરાધ વગરના.
તંદુરસ્ત(સં)શરીરેસુખાકારી.[તન:દુરસ્ત]
કુચાલ(સં)ખરાબ ચાલ.
આફત (ફા) દુ:ખ વિપત્તિ.

**પાઠ ૯૩ મો.**

પાચનક્રિયા (સં)અન પચાવવાની ક્રિયા
પિત્ત— શરીરમાં એક જાતનો પદાર્થ બને છે તે.
મળ—નર્ક.
પ્રવેશ[સં]દાખલ.
હૃદય[સં]અંત:કરણ.
ફેફસુ—પેટમાં શ્વાસ લેવાની કોથળી હોયછે
જરતાં—પચતાં.
નિયમિત્ત(સં)ઠરાવેલો.
અપચો—ખોરાક પચે નહીં તે.
અજીરણ[સં]બાદીભાર

**પાઠ ૯૪ મો.**

અદલબદલ—ફેરફાર.
વીસામો—આરામ.
ખરીદી (ફા) વેચાણ લેવું તે
અગ્નિરૂપી (સં) દેવતાના જેવા.
ખખડાટ—અવાજ.
નહેરો—ખોદેલી ખાડીઓ.
ઉપાડયો—ઉચકયો.

**પાઠ ૯૫ મો.**

સાહસ—વગર વિચારે. કામ કરવું તે.
અરણવ (સં) સમુદ્ર.
ભૂપત (સં) રાજા.
મનોહર—મનને હરી લે એવી.
રેખા [સં] રક્ષા.
તન [સં]છોકરો શરીર
અળવતણો(સં) અટકચાળો.
રાજપુત્ર (સં) રાજાનો છોકરો.
દ્રષ્ટે [સં]નજરે
ગલોલ (ફા) કામઠામાં ચીથરૂં સીવીતેમાં કાંકરો મૂકી મારે છે તે
સહીઅર—બેનપણી.
નગરશેઠ—શેહેરના શેઠીઓ.
મદોન્મત(સં)અહંકારની ભરેલી
જોબન(સં)જુવાની
મદ(સં)અહંકાર
કુંવરી—પુત્રી, છોકરી
ચંપકવરણું(સં)ચંપાના ફુલના રંગ જેવું
ચીર(સં)લુગડું
વકારી—ચડાવી,ઉશ્કેરી
ભામિનિ(સં)સ્ત્રી, બૈરી
કામનિ(સં)સ્ત્રી.

રાજકુમાર—રાજાનો પુત્ર,
કોલજ(આ)વચન.
પ્રીછી[સં]જાણી.
વિદેસે(સં)પ્રદેશે.
બાંધવ(સં)ભાઈ
દેશવટો—દેશનીકાલ.
વિયોગ(સં)જુદાપડવું
સોડયા—ચાલ્યા.
અપરમપાર(સં) ઘણોજ, અત્યંત.
મધ્યાન[સં]બપોર
નવાણજ (સં] નાવાની જગ્યા, કુવા
નીર(સં)પાણી.
વણપાણી—પાણી સીવાય.
આયુષ્ય[સં]આવરદા.
કૂપ[સં]કૂવો.
નેટ—નક્કી.

---



# કવિતાની સમજુતી.

---

ઘોઘા પાટણ નામનું એક શહેર છે જેની આશપાસ સ્વચ્છ પાણીનો સમુદ્ર આવી રહયો છે, ત્યાં ભુપતસંગ નામનો રૂપવાન રાજા રાજ્ય કરતો હતો; તેની બુદ્ધિ ઘણી સારી ને પવિત્ર હતી, ને તે ઘણોજ ભાગ્યવાન હતો. તેને એક પૂત્ર હતો તે ઘણોજ લાડકવાયો હતો, અને રાજા તેને પોતાના ઘન બરાબર સમજતો હતો. તે છોકરાને રાજા પોતાના જીવ કરતાં અધિક વહાલો ગણતો, કારણ કે તે ઘણોજ લાડકવાયો હતો; તે ભલો અને અટકચાળો હતો તોપણ તેની અંદર કરોડો ગુણ હતા. એક દિવસ તે સરોવરને તીરે જઈને પાણી ભરવાના ઠેકાણા આગળ કે જ્યાંથી બાઈડીઓને આવવા જવાનો રસ્તો હતો ત્યાં ઉભો રહયો. એવામાં કેટલીક બાઈડીઓ બેડું ભરી પાળ ઉપર ચઢી તેવીજ તે પેલા રાજકુમારની નજરે પડી. એ

વખતે કાંકરો ફેંકવાનો ગલોલ તેના પાસે હતો તેથી કરીને કાંકરો પેલી સ્ત્રીઓનાં ટોળામાં ફેંક્યો. તે કાંકરો નગરશેઠની કુંવરી પોતાની જુવાનીના મચ્છરવાળી, અને જે ઘણી રૂપાળી અને અહંકારી, તેમજ જુવાનીના જોરવાળી હતી તેના બેડામાં પેલો કાંકરો છુટયો તેવોજ વાગ્યો, અને તેનો ઘડો કાણો થયો, ને પાણીની ધારા ચાલી, અને તેનું ચંપાના ફુલ જેવા રંગનું લૂઘડું હતું તે ભીંજાઈ ગયું. તે વખતે સઘળી બેનપણીઓએ તેને ચડાવીને ઉસ્કેરી અને તેનાં વખાણ કર્યાં કે તારો બાપ ઘણો બળવાન છે, તેમ છતાં જ્યારે તમ સરખા ખમી જે વાર ઘેર જશે, તો બીજા ગરીબ માણસની શી વલે થશે. તે છોકરી બેવકૂફ હતી જેથી તેણે પેલી સ્ત્રીઓના ચડાવવાથી પેલા રાજાના છોકરાને ઘણી ગાળો દીધી, અને કડણ વચનથી બોલી કે માએ જણી જણીને રખડતા મેલ્યાં, એવું સાંભળી પીપળાના પાન માફક તે રાજપૂત્ર નરમ પડી ગયો; એને જોઇને તેના સોબતીએ કહ્યું કે તું મારૂં કહ્યું માન્ય કરતો નથી જેથી તારી આબરૂ ગઈ. જ્યારે તમે બાયડીઓને માટે ગાળો ખાઓ છો; ત્યારે અગાડી રાજ શું કરવાના છો? એવું શુણી કુંવર ઘણોજ કોપાયમાન થયો અને તે કુંવરીનું બેડું ફોડયું અને તેના કોટમાંનો હાર પણ તોડી નાંખ્યો. આ વાત નગરસેઠના જાણવામાં આવી તેથી તેની આંખોમાં બહુ અદેખાઈ આવી. પછી તેણે રાજાને કહ્યું કે હું તારૂં ગામ છોડીને જતો રહુ છું. શાથી કે આંબરૂદાર માણસને રહેવાને આ ઠેકાણું નથી. તારો કૂંવર લાડકવાયો છે તેથી મારો અહીં રહેવાનો ધર્મ નથી. એવું સાંભળી રાજા બોલ્યો કે તમે ગામ ત્યાગ કરી જાવ નહીં. હું મારા છોકરાને ઠેર મારૂં છું. એવો જ્યારે રાજાએ કોલ આ-

ધ્યો ત્યારે તેણે ત્યાં વાસ કર્યો. આ વાત સાંભળીને પ્રધાને કુંવરને જઇને કહી, કે હું તને ચેતાવું છું માટે ચેત કે હમણાં તું ઘેર જઇશ નહીં; તું જાણતો હશે કે તારો બાપ ગુન્હો માફ કરસે પણ તેમ સમજતો નહીં, તે તને જોતાં વારનેજ મારી નાંખશે. માટે જો તું તારા મનમાં તારૂં સારૂ ઇચ્છતો હોય તો મહીનો છ મહીના પ્રદેશ જતા રહો. આ સારી શીખામણ સાંભળીને કુંવરે તરતજ ઘેરથી એક પોપટ લીધો, પછી તુરતા તુરત પાછો વળ્યો અને તેનો મિત્ર જે પ્રધાનનો છોકરો તેને તે મળ્યો. ત્યારે પ્રધાનના છોકરાએ તેને પુછ્યું કે હે બંધવ ક્યાં જાઓ છો અને આટલા બધા તમે કેમ દુઃખી થાઓ છો. તે સાંભળી તેણે સઘળી હકીકત કહી અને કહ્યું કે મારા પીતાજીએ મને દેશનીકાલ કર્યો છે, તે સાંભળી પ્રધાનના છોકરાએ કહ્યું કે હું પણ તમારી સાથેજ આવીશ. આપના સિવાય હું અન્ન ખાઇશ નહી. પછી તેઓ બંને મિત્રો સાથે ચાલ્યા. અને પોપટ હોંશથી હાથ ઉપર બેઠો, ને તેઓ બંને રાત દિવશ સાંજ અને સવાર સારીપેઠે ચાલ્યા અને અતિશય રસ્તો કાપ્યો તેઓ ઘાડા વનમાં જઈ ચઢયા, ત્યાં તે દિશા ના સમજાયાથી તેઓ ભૂલા પડયા; તે દિવશ ઉનાળાના હતા. તેથી બપોર થયો કે તાપની ઝાળ આવવા લાગી ત્યાં કાંઇ પાણીનું ઠેકાણું નહોતું તેથી તેઓના સુકોમળ શરીર સુકાઈ ગયાં; ગળે સોપ પડવાથી તેઓ પાણી પાણી કરતા હતા અને પાણી સીવાય તઓ ત્રણેના જીવ બહુજ આકુલ બ્યાકૂલ થતા હતા. પાણી સિવાય તેઓનો જીવ જવા લાગ્યો ત્યારે ત્યાં આગળ એક ભારે વડ હતો તેના છાંયડા તળે બેઠા, અને કૂંવરે પોતાના દોસ્તદારને કહ્યું કે હવે મારૂં આવરદા આવી રહ્યું શાથી કે મારૂં ગળુ

સુકાઈ ગયું છે, હવે પાણી વગરતો મારો જરૂર જીવ જાયછે અને મનમાં પાણી પાણી એવી જ ખણા કરે છે. એ સાંભળી પ્રધાને કહ્યું કે સેજવાર ધીરજ રાખો એક ઘડીવારમાં પાણી લાવું છું. એમ કહીને તે પેલા વડની ઉપર ચડયો અને જોયું તો વેગળે એક કૂવો નજરે પડયો. એટલે તે ઉતરીને રાજપુત્રને ત્યાંજ મુકીને પોતે પાણી લેવા સારૂ ગયો; પછી રાજા બેઠો બેઠો ત્યાં પરમેશ્વરનું સ્મરણ કરેછે, અને પાણી, પાણી મૂખેથી બોલેછે.



## પાઠ ૯૬ મો.

ઝંખે—ચાહે
ધારા [સં] ધાર.
ધન્ય—સાબાશ.
તુજવણ—તારા શિવાય.
ચિત્ત (સં) મન.
ચેત્યો—સમજ્યો
કોપ (સં) ગુસ્સો.
કાજે—વાસ્તે.
ઝાડીઓ—ઝપાટો માર્યો, સોટીથી ચોડયો.
કર—હાથ.
શુક—પોપટ.
શીશ (સં) માથું.
શીતળ (સં) ઠંડું.
વીર (સં) ભાઈ.
કતુક (સં) મુળથી તે છેડા સુધી બનેલી વાત.
શ્યામ (સં) મેઘરાજા.
અમૃત (સં) મીઠો, અમરત સરખો.
લક્ષવસા (સં) ખરેખાત, જરૂર.
પ્રતિઉત્તર(સં)સવાલનો જવાબ.
કારમી—અજાયબ જેવી.
અંત્રિક્ષ(સં)અધર, ઊંચેથી.
શંસય (સં) વહેમ, સંદેહ.
અજગર (સં) મોટો સરપ.
ધરણી (સં) પૃથ્વી, જમીન.
અડતાં—લાગતાં, પીતાં.
ભ્રાંત (સં) બહેમ, અંદેશો.
પાખે—શિવાય.
ફાંસુ—ફાંસો ખાઉ.
પ્રીછવીઓ—સમજાવ્યો.
સતવાદી [સં] સત્યવાન પુરૂષ.
મહિપતી (સં) રાજા.
વિમાસણ (સં) પસ્તાવો.



# કવિતાની સમજુતી



રાજા વડની હેઠળ પાણી પાણી કરેછે એટલામાં વડ ઉપરથી પાણીની ધારા પડી, તે જોઇને કુંવર બોલ્યો કે શાબાશ પ્રભુ! મોટા ધણી, તારા શિવાય આવું કામ કોણ કરે? એવું બોલીને સોનાનો પ્યાલો ધર્યો. અને એક પળવારમાં બરોબર ભર્યો, તે પીવા જાય છે એટલે પોપટ તરત ચેત્યો, અને ઝડપ મારીને પાણી ઢોળી નાંખ્યું. આમ થવાથી રાજાને પોપટપર બહુ ગુસ્સો થયો અને ફરીને પ્યાલો ભર્યો, તે પણ પાછો પીવા જાય છે એટલે વળી પોપટે પાંખો ઝાડીને તે ભરેલો પ્યાલો હાથમાંથી પાડી નાંખ્યો. આથી રાજાને ઘણી રીસ ચડી તેથી તેણે તે પોપટનું ડોકુ મરડી નાંખ્યુ અને ફરીને ત્રીજી વખત ભરવાને માટે ધરે છે તેટલામાં તુરતજ પ્રધાન આવી પહોંચ્યો. તેણે ટાઢું પાણી પાયું અને બંને ભાઇઓ વાતો કરવા સારૂ બેઠા. પછી પ્રધાન પુત્ર બોલ્યો કે અરે મુરખ રાજા તેં મોટી કસુર કરી છે અને પોપટને શા સારૂ મારી નાંખ્યો? તે સાંભળીને સઘળી હકીકત રાજાએ પેહેલેથી માંડીને કહી કે અહીઆંતો એક આશ્ચર્ય જેવી વાત બની તે એકે તમે પાણી લેવા ત્યાં ગયા અને મેં અહીંઆ મેઘ રાજાને સંભાર્યો એટલે લગાર પણ વાર લાગી નહીં ને ઉંચેથી પાણીની ધારા પડી. તેથી પ્યાલો ભરીને હું જેવો પીવા જાઉછું તેવોજ પોપટે તે પાડી નાંખ્યો. મેં એક વખત તો તેને માફી આપી અને બીજી વારનો પ્યાલો ધર્યો ને પછી અમરતનો કોળીઓ જેવો પીવા જાઉછું તેવોજ પોપટે તે પાડી નાંખ્યો તેથી મને મારા મનમાં બહુ ગુસ્સો ચડયો ને તેં ક્રોધમાં મેં તે પોપટની ડોક મરડી

નાંખો એવામાં તરતજ તમે આવ્યા અને ખરેખાત પાણી લાવ્યા તે પીને હું થંડો થયો." એ સાંભળી પ્રધાન બોલ્યો કે એ તો નવાઈ જેવી વાત ભાઈ, એમ કાંઇ બેઠાં બેઠાં અધરથી પાણી આવે નહીં. તમે જે વાત કહોછો તે હું માનતો નથી, તેના મનમાં તે વિશે ઘણો સંદેહ આવ્યો તેથી તે કછોટો વાળીને વડ ઉપર ચડયો તે વડ ઉપર ચડીને જુવેછે તો સમડીનો એક માળો જોયો; તે માળામાં એક મોટો સાપ આણીને સમડી ફોલી ખાતી હતી તે જોઈ તે મોટા સરપના કાળજામાંથી ઝેર નીકળ્યું તે પાણી જમીન ઉપર પડયું; તે જો રાજા પીયત તો શી વલે થાત. એક પલવારમાં એનો જીવ જતો રહેત. પછી નીચે ઊતરી તેણે રાજાને કહ્યું કે તું જે જીવતો રહ્યો તે આ પોપટના પ્રતાપથીજ, આ નજરે જોયેલા દાખલાથી રાજાનો વેહેમ જતો રહયો. પછી રાજા મનમાં પસ્તાવા લાગ્યો કે મેં આ શું કામ કરયું ? મેં વગર ફોગટ પોપટને મારી નાંખ્યો. માટે હવેતો મારા પેટમાં છરી મારીને મરૂં, ને હવે હું પોપટ વગર જીવનાર નથી. પછી પ્રધાને રાજાને સમજાવ્યો અને તેનું માન ઉતારીને કહ્યું કે પ્રથમ મનમાં સમજ્યા શિવાય કરયું, તો હવે શા સારૂ પસ્તાવો કરો છો? માટે હે સાચા બોલા રાજા, હવે પસ્તાવો કરેથી શું થવાનું છે જે માણસ વગર વિચારયું કામ કરે તે આજ રીતે પસ્તાય છે. વગર વિચારયું [ એકદમ જોસાથી ઊતાવળું ] કામ કરવાથી ઊમંગનો નાશ થઇ જાયછે [ વિવાહની વરસી ] તેને વાસ્તે શામળભટ કહેછે. કે તે આ દાખલાથી જુઓ તો માલમ પડે છે.



**પાઠ ૯૭ મો.**

હેડલાણો—હેડલે પાસે
ઉમદા(આ)સારા.
માત્ર—ફક્ત.
મધુર(સં)મીઠું, ખુશ-
 કારક.
નામાંકિત(સં)નામીચુ
 પ્રખ્યાત.
દુર—વેગળા.

**પાઠ ૯૮ મો.**

યાંત્રિક(સં)સંચાની
વિચારશકિત(સં) વિ-
 ચાર કરવાનુ બળ.
ઉચ્ચાલત—ઉથલાવી
 પાડવાની શકિત.
રેંટ—રેંટીઓ,
ગરગડી—ધરેડી.
ફાચર—ફાટમાં ઘાલવું
ફેર—આમળો.
બુધાનો—જાડા લાક-
 ડાનો.
વજન[આ]તોલ,બોજો
કંપાણુ—લાકડા તોલ-
 વાનો કાંટો.

**પાઠ ૯૯ મો.**

વ્યાસ(સં)મધ્ય રેખા
જડેલી—સજડ કરેલી.

———

**પાઠ ૧૦૦ મો.**

વહેરતી—ચીરતી.
કઠિયારા—લાકડાં વેચ-
 નારાં, લાકડાં ચીર-
 નારાં.
દબાવી—દાબવા.
બનાવટ—બનાવવાનું
પેચદાર[ફા]આંટાવાળી
સ્થિતી(સં)હાલત.
વર્ણવી(સં) બ્યાનકરી
 વિસ્તારી.

**પાઠ ૧૦૧ લો.**

મુડી—પૂંજી, લાકડા વે
 ચનારા.
સૃષ્ટિ(સં)દુનિઆ.
વાકિફ ગાર—માહીત-
 ગાર
મહાવરો[આ]અભ્યા-
 સ ટેવ આદત.
નિર્ણય[સં]ઠરાવ.
નાણાવગર—પૈસા વ-
 ગર.
સાંથીડુ—ખેડુતનું એક
 જાતનું હથીઆર.
દમડી—પાઇ, પાપૈસો
ખોટ—તંગી.
હિસ્સો—ભાગ.
ઉપાડ્યું—ઉચક્યું

**પાઠ ૧૦૨ મો.**

ઉદ્યોગ(સં)મહેનત.
કારકુન[ફા]મહેતો.
બળાત્કાર(સં)જોરજુ-
 લમ, જબરજસ્તી
નિરાશ(સં)આશા ર-
 હિત. ના ઉમેદ.
નાણાવટી—રૂપીઆ પા
 રખનારો, પૈસા વે-
 ચનારો.
દરિદ્રી—આળસુ.
ખોડ—ખામી.

**પાઠ ૧૦૩ લો.**

ડેપ્યુટિઇન્સ્પેક્ટર(અં)
 મોટા તપાસ કર-
 નારો સાહેબ તેના
 હાથ નીચેનો નોકર.
સાર(સં)મતલબ,
અસર—લાગણી.
સદાચરણી(સં) સારા
 ગુણવાન.
પાલણ—ગુજારત.
છરાયો—છાકેલો.
દિલગીરી(ફા) અફસો-
 સ.
મસ્કરી[આ]ઠઠ્ઠામજાક
અમસ્તી—નકામી, ખા
 લી.

વાવરવું-કામેલગાડવું

**પાઠ ૧૦૪ થો.**

પક્ષાઘાત(સં)એક જાતના રોગનું નામછે.

ઉકવેડ-મહેનત,કડાકુટ

ધીરજથી-ધૈર્યતાથી.

સમર્થા-સુધર્યા.

કજીઆખોર- લડાઇખોર.

રસોડા-રાંધવાની જગ્યા.

**પાઠ ૧૦૫ મો.**

જમીનદોસ્ત- જમીન બરોબર.

સળગ્યો-ઉઠયો

વિરોધ (સં) કજીઓ, ટંટા.

સાધારણ-મધ્યમ, વચલી. પંકતીના લોક

**પાઠ ૧૦૬ ઠો.**

દત્તક(સં) છોકરો કરી લેવો તે.

ઇચ્છનારા(સં) ચહના કરનારા.

ઉત્કૃષ્ટ(સં)સઉથી સાક્ષરત્ન.

જન્મ (સં) અવતાર, જીંદગી.

**પાઠ ૧૦૭ મો.**

હકીકત-હેવાલ.

વારસો-વંશજો

વંશજો (સં) વારસો.

કંટાળી-કાયર, થાકી. હેરાન થઇ

કોણ-ખુણો, દિશા

**પાઠ ૧૦૮ મો.**

ગેરબંદોબસ્ત-બંદોબસ્ત વગરનું.

શાહાજાદી (ફા) બાદશાહની છોકરી.

મોહિત (સં) મોહપામી ગએલો.

મોહિની [સં] મોહ.

આપઘાત (સં) પોતાને હાથે જીવ કાઢીને મરવું તે.

**પાઠ ૧૦૯ મો.**

જમાવ (આ) એકઠું, જથો.

હલ્લાં (આ) ધસારો.

સર કરયું-તાબે કરયું

**પાઠ ૧૧૦ મો.**

પતંગ [હિ] એક જાતનું કાચા રંગનુંલાકડું.

અસંખ (સં) ઘણાજ

ફુલેલ-તલને ફુલનોપાટ દઇને પીલે છે તે.

છોગાં-તોરાં.

સંપતિ [સં] દ્રવ્ય, પૈસો.

ગસ્તાનો (ફા) તોફાની.

મગરૂરી (આ) અભિમાન, અહંકાર.

રસીઓ (સં) ફાંકડો.

રાગી (સં) સંસારી.

ચેત-સમજ.

અજ્ઞાની [સં] જ્ઞાનવગરનો.

અંત (સં) આખર,

દ્રઢ (સં) પકકી, મજબુત.

પ્રીતડી (સં) પ્રીત, માયા.

સંસ્કારે [સં] નશીબ.

સંત [સં] સાધુ, વેરાગી.

ત્રિવિધી [સં] ત્રણ પ્રકારની વિધી.

ધામ-ઠેકાણું, ઠામ.

વાંછિત-ઇચ્છેલું.

પૂરણ (સં) પુરા.

# કવિતાની સમજુતી.



આ શરીર છે તે પતંગીઆ રંગના જેવું છે, તેનો નાશ થતાં વાર લાગતી નથી. જેકે તારી નજર આગળ અગણિત માણસો દોલત અને માલમીલકત મેલીને ચાલ્યા ગયા. શરીરે તેલ ફુલેલ (મોગરો) ચોળતાં, માથે તોરા મૂકતા, અને જુવાનીનું જોર જણાવીને છાતી કાઢીને ચાલતા, પણ જેવી રીતે ઊંદરે દારૂ પીધો હોય અને તોફાની થઈને ડોલતા ફરે, અને અહંકારમાં પોતાનું શરીર મચકોડે અને મુખેથી જેમ તેમ બોલે મનમાં એવું જાણે છે કે મારા જેવો કોઈ ફાંકડો અને રાગી નથી, બારણે બીલાડી તાકી રહે છે તેને તને પકડી લેતાં વાર લાગતી નથી, (કારણ કે માણસને મોત જલદીથી પકડે છે) તેમજ આજ કાલમાં હું ને તું કરતા રહેશો અને જમ પકડી જશે માટે બ્રહ્માનંદ કવિ કહે છે કે હે અજ્ઞાની જીવ તું અત્યારથી ચેત. નહીં તો મરતી વખતે બુરા હાલ થશે.

હે જીવ! પરમેશ્વર સાથે પુરો પ્યાર કર, કેમકે ધન માલ મૂકી મરી જઇશું અને મરતી વખતે કોઇ કોઇનું સગું નથી. કર્મ સંબંધે સઘળા ભેગા થયા છે. પણ એ સઘળું ખોટું છે. અને માયારૂપી જાળ જેવાં છે; તેથી મરતી વખતે કોઈ કોઇનું સગુ નથી માટે પરમેશ્વરને ભજો. (૧)

મારૂં મારૂં. કરીને પૈસો મેળવી, પણ એમાં તારૂં એક તલભાર પણ નથી. મરતી વેળાએ. (૨)

સંસારનું સુખ સ્વપ્ના જેવું છે. તેને જતાં વાર લાગનાર નથી, મરતી વેળાએ. (૩)

તેથી કરીને તું કોઈ સાચા સાધુ પુરૂષને સેવ કે તારાં ત્રણ પ્રકારનાં દુઃખ મટી જાય. મરતી વેળાએ. (૪)

મોટા પુન્યાત્મા પુરૂષના આશરાથી આગલા ભવનાં પાપ બળી જાય છે મરતી વખતે. (૫)

એવું સમજીને સુખના કરણહાર અને સદા સુખનો ભંડાર જે પ્રભૂ તેને ભજ. મરતી વખતે૦ [૬]

દેવાનંદ કવી કહે છે કે આપણા મનના મનોરથ પૂરા કરનાર પ્રભૂ આપણા દુઃખ ટાળશે. (સારાંશ કે જેને આપણી દેહ બનાવી તેનું સ્મરણ કરીશું તો સુખની પ્રાપ્તી થશે. (૭)



## પાઠ ૧૧૧ મો

નસ્તર (ફા) અણીવાળું લોઢાનું હથિયાર.
બલદ [ફા] તીક્ષ્ણ.
અંગજ્ઞાન [સં] પ્રેરણા.
પ્રાચીન (સં) જુનો વખત.
ભવિષ્ય [સં] જે કાંઈ બનવાનું હોય તે પહેલાંથી કહેવું.
વરતી-શોધી, ખોળી

## પાઠ ૧૧૨ મો

શાખા(ફા)ફાંટો.
પ્રજાસત્તાક(સં)પ્રજાનાં અધિકાર નીચે.
ચોકી-પોહોળી.
વિશાળ (સં) મોટી.
અખોડ-અક્ષુનુખાર.
સ્વદેશહિતેચ્છુ(સં)પોતાના દેશનું સારૂ ચાનાર.
સ્વિસ્સ (અં) સ્વીતઝલાંડનો રહેવાશી.
યાદગીરી[ફા] યાદ રહે તેવું યાદ દાસ્ત હોય.
રક્ષણ[સં]બચાવ.
નકશી કોતરવા-નકશીદાર કોતરવું તે.
કુશળ(સં)પંકાયલા.

## પાઠ ૧૧૩ મો.

જ્ઞાનતંતુ (સં) નસ, જે નસથી લાગણી થાય છે તે.
મારફત (આ) હસ્તક.
કાસદ (આ) ખેપીઓ.
અર્ધાંગવાયુ(સં)વાથી અડધું અંગ રહી જાય છે તે.
સત્તા [અં] હુકમ.
સ્પર્શ (સં) અડકવું, લાગવું.
આવત-આવડત [એક
અનુક્રમે(સં) એક પછી
સબંધ-વળગણ.

**પાઠ ૧૧૪ મો.**

ચરબી (ફા) જાનવરના ચામડામાંથી ચીકણી ઘીજેવી જે વસ્તુ નીકળે છે તે.
વાટ—બતી, દીવેટ.
પુરી—નાંખી.
રોશની (ફા) રૂસનાઇ
ગ્લાસ (અં) કાચનો પ્યાલો.
ટાંગેછે—લટકાવે છે.
આરસ—ચળકીદાર પથર.
શિલા [સં] પથરા.

**પાઠ ૧૧૫ મો**

કંપનિ (અં) ટોળી.
ચોખ્ખાઈ—સ્વચ્છતાઈ.
પાત્ર (સં) વાસણ,લાયક.
લાંપ (અં) દીવો.
પ્રિજ્વલ—તેજ,પ્રકાશ.
ગાસ [અં] એક જાતનો ગાસમાં બળતો પદાર્થ.
તેજસ્વી—તેજવાન.

**પાઠ ૧૧૬ મો.**

ઉપદેશી (સં) બોધકરનાર.
વણુસતા—જતા.
છોરૂ—છોકરાં.
કાગ (સં) કાગડો.
કુંભ (સં) ઘડો.
કાયા (સં) દેહ, શરીર.
જાવરી—જાજરી.
વણુસતા—જતાં, નાશ પામતા.
છોરૂવાછરૂ [છોકરાં છૈયાં.
નોબત (સં) નગારાં.
લખપતિ (સં)શ્રીમંત
સતકર્મ [સં]સારાંકર્મ.
સતવસ્તુ—સાચીવસ્તુ,
વોહરજો—લેજો, ખરીદ કરજો.
જુહારી—નમસ્કાર કરી, વંદન કરી.
લેખું—ગણુતી. હિસાબ.
સાહેબ (આ) પરમેશ્વર.
ભોગ [સં] ભોગ
[સં] જશેમોખ અનેક જાતના સુખ.
વાસના (સં) નેકી,ખુશઓ, પ્રીતી,ઇચ્છા.
હુંપદ—અભિમાન,ગર્વ.
હમોછો—કરોછો.
લૂણ—મીઠું, નીમક.
સરજનહાર—પેદા કરનાર.

———



# કવિતાની સમજુતી.

———

હે મનરૂપી ભમરા, તું ભુલીને કયાં ભમ્યો? ને રાતને દિવશ તું ભમતો ફર્યો. હે માયાના બાંધેલ જીવડા તું સારી વાતને ઓળખી શકયો નહીં. માટે મનરૂપી ભમરા તું ભુલીને

ક્યાં ભમ્યો. ( ૧ )

આ દેહ કાચા ઘડાના જેવી છે માટે તેનું જતન વિચાર કરીને કરો, તેને નાશ થતાં વાર પણ લાગનાર નથી, જેથી જ્ઞાનરૂપી રતનનો તમે સંગ્રહ કરો. માટે હે મનરૂપી ભમરા તું ભૂલીને ક્યાં ભમ્યો. ( ૨ )

જુઓ કે જે ઘેર નગારાં વાગતાં, અને છત્રીસ રાગમા ગાયન થતાં તે ઘર ખંડેર થઈ સુનાં પડયાં છે. અને હાલમાં ત્યાં કાળા કાગડા ઉડયા કરે છે. [અર્થ કે સઘળાનો નાશ થતો જાય છે.] માટે હે મનરૂપી ભમરા૦ ( ૩ )

જીવની આશ તો મોટી ડુંગર જેવડી છે, પણ મરણ તો પગના તળીયા નીચે છે; મોટા લખપતીઓ હજારો મરી ગયા (તો આપણે શી ગણતરીમાં) માટે હે મનરૂપી ભમરા૦ [૪]

જે નદીમાં પુર આવેલું હોય, તેને ઓળંગીને પેલે પાર જવું હોય, અને આગળ જતાં પાણી ના મળે એવું હોય, તો આ સંસારરૂપી જે નદી તે ઉતરી પરમેશ્વર પાસે જતાં બીજુ કાંઈ પણ મળે તેમ નથી. માટે હે મનરૂપી ભમરા૦ (૫)

માટે આ સંસારમાં સારા કામ રૂપી સારી વસ્તુ સાથે લેવી, અને તેની સાથે ઈશ્વરનું સ્મરણ પણ કરવું. કબીરજી કહે-છે કે સરવે દેહ મુકીને નમસ્કાર કરી ગયા તો પછી ઈનસાફ (પાપ પુન્યનો) તો પ્રભુના હાથમાં છે. માટે મન રૂપી ભમરા તું ભૂલીને ક્યાં ભમ્યો. ( ૬ )

હે જીવ આ જગતના સુખનો સ્વાદ ચાખીને તમો મોજ શોખમાં રમતા ફરો છો, રોગના ભરેલા ખાનપાન તમો ખુશીથી ખાઓ છો, પણ મરવાની વખતે જ્યારે પ્રીતી અથવા દરેક પદાર્થની મનમાં ઇચ્છા થાય છે. તો ખાલા આ સંસારમાં

ફરીથી રખડો છે. જગત સુખનો સ્વાદ૦ (૧)

માયાના અંધકારમાં તમો અહંકાર કરો છો, અને મીઠાને સાટે સોનું મળે છે તે તમે ધુળમાં નાંખી દો છો. [ અર્થ કે જગતના નાશવંત પદાર્થને બદલે પ્રભૂનું સ્મરણ કરતા નથી.) જગતના સુખનો સ્વાદ૦ [૨]

ઈશ્વરને જાણ્યા સિવાય દેહને દુઃખ શા માટે આપો છો એથી મરવાનો ભો ન મટતાં તમો ઉલટા દીલગીરીમાં પડોછો. જગતના સુખનો સ્વાદ૦ (૩)

વળી જે ઈશ્વરે તમને બનાવ્યાં તેને યાદ કરવો છોડી દઈને તમે નીચને નમો છો; એ રીતે તમો વગર વિચારે મારી પુંજી કેવળ નામનો કવિ કહે છે કે તમો ગુમાવો છો. [ અર્થ કે તમો તમારી જીંદગી નકામી ગુમાવી દો છો) જગતના સુખનો સ્વાદ ચાખીને તમો મોજ શોખમાં૦ [ ૪ ]



## પાઠ ૧૧૭ મો.

લાંચ-રૂશવત.
ખાનગી(ફા)છાનું.
મુનીમ (આ)મોટો મેહેતો.
વાણોતર-ગુમાસ્તો.
અન્યાય(સં)અધર્મ.
વિશ્વાસઘાત[સં]ભરોસો રાખે તેને દગલબાજી કરવી તે.
પ્રમાણિક[સં]સાચો.
ભલમનસાઈ-દાનાઈ
દુરજન—નઠારો માણસ.
શિરસ્તેદાર(ફા)હેડકલાર્ક કે અધિકારીના હાથ નીચેનો માણસ.
નકલ-અસલ ઉપરથી ઉતારવું તે.
જપ્તી(આ-ફા)સરકારી ટાંચ.

## પાઠ ૧૧૮ મો.

દર-ઠરાવેલી રકમ.
અધરૂ—કઠણ.
વાકેફગારી (આ-ફા) માહીતગારી, જાણીતાપણું.
ખોરાકીપોશાકી [ફા] ખાવાપીવાનું તથા લુગડાલત્તાં વગેરે.
હામ—હીંમત.

ટેબલ(અં)મેજ.
દુરસ્ત[ફા]સારૂ, ઠીક
દરમાયો(ફા)પગાર.

**પાઠ ૧૧૯ મો.**

જાતિ–જાતની અકલ.
જરૂરિઆત[આ]ખપ-
ની.
સાટું–સામસામી આ
પવું લેવું.
બંધન[સં]બાધક.
જબરજસ્તી[ફા] જોર
જુલમ, બળાત્કાર.

**પાઠ ૧૨૦ મો.**

નીરખ(ફા)ઠરાવેલો દ-
ર.
બેરોજગાર– રોજગાર
શિવાયના.
નિરથક(સં)નકામા,ફો
કટ.
પાલવતો–ફાવતો, બે
જતો.
સોદો(ફા) માલમતા
સંગ્રહ[સં]ભંડોલ.
રાંકડુ–ગરીબડું.
મહેણું–ઠપકો.
શુકાળ[સં]સારો વખ-
ત.

**પાઠ ૧૨૧ મો.**

લાઝલાજ–બીજા ઉપા
ય.
છાવણી—પડાવ, મુ-
કામ.
ફટકા—કોરડા, ચાબ
ખા.
પોલીસ[અં]મારામા-
રી વગેરેના બંદોબ
સ્ત રાખનાર ખાતુ
કારવહેવારે–વહિવટ

**પાઠ ૧૨૨ મો.**

સ્પર્શ (સં) અડકવું.
બ્લિસ્ટર–પલાસ્ટર.
પ્રત્યક્ષ (સં) ઉઘાડુ.
ખુલ્લુ.
ચામડાં–ચાઠાં,
સ્પર્શેંદ્રિ (સં) લાગવા
ની ઇંદ્રિ.
ચીકટ–ચીકણી તેલ જે
વી ચીજ.

**પાઠ ૧૨૩ મો.**

ઢીત–તોઈ.
એકર (અં) ચાર રૂડ.
કિત્તા–ભાગ.
રાચરચીલુ–ઘરશણગા
રનો શોભતો સામા
ન.

સંતોષી(સં) આનંદી
નીદીને–વેણીને.
વરાળયંત્ર (અં) વરાળ
થી ચાલતો સંચો.
આગન્યસ્ત્રો (સં) અ-
ગ્નિથી ફોડવાના હ-
થિયારો.
બંદુક–તોપ, વિગેરે.
વિસ્તીર્ણ (સં) વસ્તા
ર વાળું.
સરહદ (આ) સીમા
હદ.
અરણ્ય (સં) જંગલ.
પટ–પહોળાઈ.
ખેડાણ–ખેતીવાડી.

**પાઠ ૧૨૪ મો.**

મોજા–પગે જે લુઘડું
વસ્ત્ર ટાઢમાં પહેરછે
તે, સ્ટોકીંગ.
બંડી–બદન.
અડવે–ખુલ્લે, ઉઘાડે.
ઓચ્છવ–મોટી ખુશા
લીનો દિવશ.
સપરમો–સારો, રૂડો.
માતબર (સં) મોટો.
દુઃખદાઈ (સં) દુખ દે
નાર.

---

**પાઠ ૧૨૫ મો.**

પરશેવો—પસીનો.
જગત્કર્ત્તા (સં) જગતનો બનાવનાર ઇશ્વર.
ચીકટવાળો—ચીકણો.
છિદ્ર [સં] કાણાં.
મુંબઇગરો—કલદાર પોળીઓ.
મેલ (અં) મેલ ગાડી.

**પાઠ ૧૨૬ મો.**

મનરંજન(સં) મનને ખુશ કરે એવી.
ગુપ્તોતર (સં) છાનો જવાબ ( ગુપ્ત-ઉતર)
નાથ [સં] ધણી.
ગોથી [સં] ચોપડી.
અંતર બહાર લાપિકા—અંદરથી અને બહારથી જે સમજાય એવો સમસ્યા.
શ્રીફળ(સં) નાળીએર.
આદ્ય (સં) પહેલાના.
અવિચળ (સં) જે ચળે નહી તે
દનદન (સં) દિવસે દિવસે
વરણ [સં] અક્ષર.
ગામેતી—પટેલ.
શાશ્વતું—અવિનાશી.
નાવ—હોડી, વહાણ.
સાંચરશે—જશે.
ખડ—ધાસ.



# કવિતાની સમજુતી

—o()o—

નર્ક લોકનો રાજા કોણ છે? દહિમાંથી તત્વ શું નીકળે છે? નાના છોકરાની ચોપડીનું નામ શું બોલાય છે? ઘેર ઘેર સ્ત્રીઓ ઘઉંનું રોજ ખાવાનું શું બનાવે છે? આ ચારે સવાલોના જવાબ હે ચતુર માણસ મનમાં વિચારીને કહો. જો તમે સમજીને કહી શકો તો તમને માન આપી અને ઓટલી ઉપર બેસાડુ, પણ નહીં સમજી શકો તો કહું છું કે (જમ ઘી ચોપડી રોટલી) એટલે રોટલી ઘી ચોપડીને ખાઓ.

ઉપર જે ચાર સવાલો પૂછેલા છે તેના ચાર સવાલ છેલી

લીટીમાં જે (જમ, ઘી, ચોપડી, રોટલી ) એ ચાર શબ્દ લખેલા છે તેજ છે. એટલે નરકનો ધણી રાજા તે જમ અથવા યમ, દહીંનુ તત્વ ઘી, બાળકની પોથીનું નામ ચોપડી, અને ઘેર ઘેર સ્ત્રીઓ ઘઉંનું ખાવાનુ રોટલી હમેશાં કરે છે એ ચાર સવાલોના ચાર જવાબ સમજવા.

(માહેથી ને બાહારથી સમજાય એવી સમસ્યા.)

૧ નાળીએરમાં શું હોય છે? (૨) કપટ કરવાથી આખરે શું હારે છે? [૩] ગામડામાં મોટી પદવી કોની હોય છે? (૪) મટી ન જાય એવું શુ છે? (૫) મોટામાં મોટું દુઃખ સૌથી શું હોય છે?

ઉપરના પાંચ સવાલોના પાંચ જવાબના પાંચ શબ્દોની પહેલાંનો અને છેલાના અક્ષર દબાવીએ અથવા કાહાડી નાંખીએ ને પછી દરએક માંહેલો જે વચલો અક્ષર રહે છે તેથી એક નામ થાય છે. તે કયું? એ વચમાંના અક્ષરોથી એક એવું નામ નિકળશે કે જેનું વચન ખોટું નહીં પડે એવો એક દેવ છે તે તેની રહેમ નજર હમેશાં પહેલા વાકયના પહેલા અક્ષરના નામ ઉપર રાખી રહે, એવું વચમાંના અક્ષરવાળા કવિ કહે છે.

ત્યારે ઉપલા પાંચ સવાલોના પાંચ જવાબ તે કીયા? દેવનું નામ નીકળે છે તે કયું? તે દેવ પેહેલા વાકયના પેહેલા અક્ષરના નામ ઉપર રહેમ નજર રાખી રહે તે નામ કયું? અને વચલા અક્ષરના નામવાળાં કવિ તે કયા?

[ જવાબ નીચે મુજબ ]

[૧] કોપરૂ, [૨] ધરમ, [૩] ગામેતી, [૪] શાશ્વતું,(૫)મરણ પરમેશ્વર શ્રી અમદાવાદ. દલપતરામ.

( એનો વધારે ખુલાસો નીચે પ્રમાણે. )

શ્રીફળમાં શું હોય ? (કોપરૂં). દગો કરતાં શું હારે (ધરમ)
અધિક ગામડાં માંહી, લહે કોણ પદવી ભારે. ? (ગામોતી)
મટે નહીં તે કોણ? (શાશ્વતુ) પરમ દુઃખ સૌથી શું છે? (મરણ)
દાટી આધને અંત, તહાં જે નામ રહ્યું છે.
વાચા અવિચળ એ દેવ છે, રાખી રહેમ નજરે રહે.
દન દન પદ આદિ વરણ પર, મધ્ય વરણ કવિજન કહે.

ઉપર જે ૧, ૨, ૩, ૪, ૫, એવા આંકડાવાળા જે પાંચ જવાબ કહ્યા તેનો દર એકનો પહેલો અને છેલ્લો અક્ષર દાબી રાખી બધા વચલા અક્ષર લઇએ તો પરમેશ્વર એવું નામ થાય છે. તેવીજ રીતે આ પહેલી ૭ લીટીઓ લખી છે તેની ડાબી બાજુના દર એકના પહેલા અક્ષર લઇએ તો શ્રી અમદાવાદ એ નામ થાય છે. અને જમણી બાજુ તરફની ૭ લીટીના દર એકના ૭ પહેલા અક્ષર લઇએ તો દલપતરામ એ નામ થાય છે. માણસ સાહેજ વાતમાં સારી અકકલ નહી વાપરશે તો તે પડતે બરસાદે તરશે મરશે, તે સારૂ વહાણ મળશે તો પણ તે તરવાને શકિતમાન થશે નહી, અને પરમેશ્વર મળશે તો પણ તેનું કામ સરનાર નથી, વળી પારકી પોળમાં (શેરી) જઇ તે ઘેર ઘેર ખુશામત કરશે તો પણ તેનો અર્થ સરનાર નથી, માટે જો આ શિખામણ સાંભળીને તે પ્રમાણે વરતવામાં નહી આવે તો પછી તે માણસને સારી શિખામણ યાદ આવવાથી આંખોની અંદર પાણી આવ્યા વગર રહેશે નહી.

——oOo——

## પાઠ ૧૨૭ મો.

સુક્ષ્મ શંક (સં) ઝીણી વસ્તુને મોટી દેખાડનાર
બાહ્યગોળ (સં) બાહારથી ગોળ
યુકિત (સં) યુકિત.
ખદખદતાં—તરવરતાં
લચી—નમી.
કરગરત—રણી.
જોગવાઈ—તક, વખત.
ખાતરનિશા (અ) ખાતરી.

## પાઠ ૧૨૮ મો.

સ્વચ્છતા (સં) ચોખ્ખાઇ
છિદ્રો (સં) કાણાં, બાકાં.
ધાડો—ડરેલો.
વસ્ત્ર (સં) લુગડું.
વળગણી—લૂગડાંભરવવાનુ, ખીટી જેવુ હોય તે.

## પાઠ ૧૨૯ મો

ધનવાન (સં) પૈશાદાર.
નિર્ધન (સં) ગરીબ.
માલ મિલકત—પૈસો ટકો.
ઊમેરો—વધારો.
લખેશરીઓ—લાખો રૂપીઆના ધણી.
અસંતોશી (સં) સંતોશ વગરનો.
દરિદ્રી (સં) આળસુ, સુસ્ત, કંગાલ.
દુર્દશા (સં) ખરાબસ્થીતી, ખરાબ હાલત,
ખાતરી (આ) ખાતર, ખાતરનીશા.

## પાઠ ૧૩૦ મો.

તાલેવંત (અ) ધનવાન.
વિભાગ (સં) ભાગમાંથી, ભાગ કરેલા તે
રક્ષણ (સં) સંભાળ.
પંકિત (સં) હાર, ન્યાતી.
મોજ શોખ (સં) ચેનબાજી.
કુમાર્ગે (સં) નઠારે માર્ગે
છીનાવી—પડાવી.
સુમાર્ગે (સં) સારા રસ્તે

## પાઠ ૧૩૧ મો.

દરદી (ફા) દરદવાળો
ઓસડ—દવા.
અસુખી [સં] દુઃખી,
જીવન [સં] જીવતર.
દર્દ [સં] દુઃખ.
વૈદ્યશાળા [સં] દવાખાનું.
દગાળો (ફા) દગાખોર
અનંતા (ફા) ઘણાજ, અતિશય.
દ્રવ્ય (સં) પૈસો.
ઉછાળો—ખરચો
હુહાળો—મતીલો, હડવાળો.
અક્ષે (સં) નાશ ન થાય તેવી.
રીઝ-ખુશી, મેરબાની
વિખ્યાત (સં) પ્રખ્યાત નામીચું.
ભુમધ્ય (સં) પૃથ્વીપર વચ્ચે.
અભદાન (સં) નિર્ભય દાન, બીક વગરનું દાન.
નિરોગી (સં) રોગસિવાયનો

નિહાળો (સ) જુઓ, દેખો.
ફસાવી-ફાંસામાં નાંખી, કબજામાં નાંખી.
ખુલે-ઉઘાડું થાય.
બરમાવી-ભમાવી.
હાંડલી-હાંલ્લી, રસોઈ કરવાનું વાસણ.

---

# કવિતાની સમજુતી.

રોગવાળા માણુસને તમે ઓસડ આપો, કે તે જીવતદાન તરીકે ગણાશે; અને તેમ કરવાથી તમારા ઉપર તરતજ પ્રભુની મેહેરબાની થશે પ્રભૂની પુરેપુરી પ્રીતી પ્રાપ્ત કરવાને માટે આજ તમો મેહેનત કરવામાં કાંઇ પણ આળસ રાખશો નહીં દુ:ખ પામતા લોકોના મોટા જથાને પાળો, અને તે બીચારા રોગીઓને ઔાષધ આપી તેઓના દરદને મટાડો. (૧)

જે માણસ શરીરે સારો તો બધી વાતે સારો, અને શરીરે દુ:ખી તો બધી વાતે હમેશાં દુ:ખી છે એમ સમજવું. માટે એવા કોઈ ગરીબને દુ:ખી દેખીને મનમાં દયા લાવો. અને એવા દરદીને ઔાષધ. (૨)

તમે સેહેજ પણ વિચાર કરીને જોશો તો એથી મોટું પુણ્યનું કામ દેખાશે માટે હે સારા પુરૂષો તમારા મનમાં દયા લાવીને દરદી માણસને ઔાષધ આપો. (૩)

સૌથી સરસ વૈદશાળા બંધાવો, અને તેમાં સારા વિદ્વાન શોભિતા ડાકટરો રાખો, અને જે વૈદ દગાવાળો દેખાય તેને દુર કરો. અને દરદી માણુસોને ઔાષધ આપો. (૪)

જો મોટા વૈદો મોટી વૈદકશાળાઓ સ્થાપે તો હજારો દુ:ખી

જીવ આશરવાદ દેશે. માટે હે ભાઇઓ તમારા પૈસા એવાજ રસ્તે ઉછાળો. (વાપરો) અને દરદીને ઓસડ આપો. (૫)

હે પરમેશ્વર તેં એમને ભલે દ્રવ્ય આપ્યું. કે જેથી દુઃખી લોકના દુઃખનું ઓસડ આપીને મટાડયા જે રોગ કે અતિશય ઉપાયોથી ના જાય તેવા હતા તેઓ ઔષધથી ગયા. માટે દરદીઓને ઓષડ આપો. (૬).

આવાં કામ કરવાથી લોકમાં તમારી કોઈ દિવશ જતી ન રહે એવી કીર્તી ફેલાશે. અને તેથી પરમેશ્વર પણ ખુશી થઇ તમારા ઉપર હેત રાખશે. અને વળી એમ કરવાથી તમારૂં સારૂં નામ આ પૃથ્વી ઉપર જોશો. માટે દરદીઓને ઓસડ આપો.(૬)

કોઇ પણ રોગને મટાડવાને કામ કર્યું, તે આજના વખતમાં અભયદાન દીધા બરોબર છે. તેથી રોગી માણસનો રોગ જતો રહી તેઓ નીરોગી થશે તે જોશો. અને દરદીઓને ઓસડ આપી. (૮)

માટે શીખીને તથા સાંભળીને આ છંદોને યાદ કરો અને સારા માણસો આ વાત સારી રીતે મનમાં રાખો, અને દવાખાનાં ઠેકાણે ઠેકાણે મંડાવો. એવું દલપતરામ કવિ કહે છે કે હું માગુછું.

હરકોઇ પદાર્થનું રૂપ કે રંગ બદલીને કોઇને જે છેતરે અને પછી જે તે મનમાં ખુશી થાય છે. તે બીલકુલ નકામું છે; મરણ કે દગાની વાત હમેશાં કાંઈ છાની રહેનાર નથી પણ જે ખરેખરી હશે તે કોઈ દીવશ ઉઘાડી થશેજ. એકાદ વખત કદાચ આપણે કોઇને ભમાવીભોળવી આવીશું પણ ફરીથી તે આપણા ઉપર ભરોંસો રાખી છેતરાશે નહીં; જેમકે કાગળની હાંડી કોઇ માણસ બનાવે તો તે એકાદ વખત પણ ભાગ્યેજ

ચુલા ઉપર ચઢશે.

(અર્થ કે તે બળી જશે) તેમ પેલો માણસ પણ એકજ વખત છેતરાશે.

## પાઠ ૧૩૨ મો.

આરંભ (સં) શરૂઆત
શરૂઆત (આ) મંડાણ
ગાદીપતી—તખ્તનો ધણી.
કજીઆ—ટંટા.
પ્રખ્યાત [સં] નામીચું, વિખ્યાત.
સમાપ્તિ (સં) અંત આવ્યો.
પ્રતાપી [સં] મોટો, કીર્તીવંત.

## પાઠ ૧૩૩ મો.

પરાક્રમી (સં) ભારે કાકામનો કરનારો.
સ્વાધીન (સં) તાબે કબજે.
સ્વતંત્ર [સં] પોતાને સ્વાધીન.
તખ્ત (ફા) ગાદી.

## પાઠ ૧૪૩ મો.

જય [સં] ફતેહ, જીત
ખલીફા [આ] મુસલમાનમાં એક જાતનો કીતાબ છે.
ઈશુખરિસ્ત—ખરિસ્તિ લોકનો તારનાર.
કબર (આ) ઘોર.
વેરો—કર.
હેરાન—દુ:ખી.
ક્રુસેડ (અં) ખરિસ્તી લોક સાથે તુર્કી લોકની થયેલી લડાઈ.

## પાઠ ૧૩૫ મો.

આચાર્ય [સં] ગુરૂ.
પોપ [સં] ખિરસ્તી લોકનો મુખ્ય ગુરૂ.
ધર્માધ્યક્ષ (સં) ધર્મના કામમાં મોટો.
અધિકાર—હુકમ.
મજબુતી [આ] પુષ્ટી.
ઉમેદવારો [ફા] ઉમેદ રાખનાર.
ધર્માધિકારી [સં] ધર્મના અધિકારી.
ફરીયાદ [ફા] તકરાર અરજ, દાદ.
રેફર્મેશન [સં] ધર્મનો શોધ, સુધારો.

## પાઠ ૧૩૬ મો.

વગડાઉ—જંગલી.
બચાવ—રક્ષણ.
લડવૈયા—લડાઈખોર.
સેંકો—સેંકડો.
જય (સં) જીત, ફતેહ.
વેરાન—ઉજડ.

## પાઠ ૧૩૭ મો.

પ્રોટેસ્ટંટ (અં) રોમના અંગ્રેજની સામે થનારા.
કતલ—મારી નાંખવું, છુંદી નાંખવું.
હાડવેરી—કટા દુશ્મન,
દરિઆઈ (ફા) જળ માર્ગની, સમુદ્રના રસ્તાની.
તવારીખ (આ) રાજા પાદશાહની થઇ ગએલી હકીકતનું પુ-

રતક.

**પાઠ ૧૩૮ મો.**

હૃદય(સં) અંતઃકરણ.
ઉછળીતું—કુદતું.
કાંડા—પોહોંચા.
પુષ્ત (સં) પાકી.
અસ્વચ્છ[સં] સ્વચ્છ નહીં તે. ચોખ્ખું નહીં તે.
પડદા—પડ.
દાંકતર [અં] અંગ્રેજી વૈદ.
રગો (સં) નસો
વહ્યા—વહેછે, વહેતું તે.

**પાઠ ૧૩૯ મો.**

ગતિ (સં) ચાલ.
ચપળ—મજબુત, ચીકણા.
જંતુ (સ) જીવડાં.
ટટ્ટલ (અ) કાચબો.
આહાર [સં] ભક્ષ.

**પાઠ ૧૪૦ મો.**

ખુંટવો—ખેંચવો, તાણવો.
દમ—સ્વાસ.
ઠેકડા—કુદકા.
તકતકતા—ચળકતી,તેજવાન.
ભીંગડા—જાડાપડ.

**પાઠ ૧૪૧ મો.**

વખતેવખત—વારંવાર
કાંચળી—ખાલ.
ભેદ [સં] પ્રકાર.
ચાકળી—એક જાતનો બે મોંઢાનો સાંપ
ઝાલર—ઝુલતી ચામડી.

**પાઠ ૧૪૨ મો.**

અગત્ય (સં) જરૂર
વિષય [સં] બાબત
ફરજ્તે [આ] કામ,ધર્મ.
અમરઆત્મા(સં)મરણ ના પામે તેવો જીવ.
અનંત[સં]ઘણુંજ.
ઉદ્ધાર [સં] કલ્યાણ
બેવકૂફી (આ) મુર્ખાઇ
સરજ્યા[સં]બનાવ્યા.
બુદ્ધિવાન[સં] અક્કલવંત.
ટોટો—ખોટ.
કારમી—અજબ જેવી
વિશ્વ [સ] દુનિયા.
અવશ્ય (સં) જરૂર

**પાઠ ૧૪૩ મો.**

પેદાશ (ફા) નીપજ.
પગરખાં—જોડા.
ઇત્યાદી[સં]શિવાય.
ઉત્તમ(સં) સારૂ, મોટું
પ્રત [સં] ભાગ.
અનુભવ(સં)ગાહીતી.
કનિષ્ટ(સં] નીચું.
સિદ્ધ (સં] સાબીત
ગોન્નર—હથીઆર
દોલતવાન(આ) પૈસાદાર
સ્થિતિ(સ] હ.લત

**પાઠ ૧૪૪ મો.**

ઉત્પત્તિ (સં) જન્મ, પેદાશ
ગુર્જર—ગુજરાત.
ગરૂઓ—મોટો
વેગણપુર—અમદાવાદના એક પરાનું નામ છે
વિપ્ર [સ] બ્રાહ્મણ
સુંઝ—મહેમદાવાદ પ્રગણામાં એક ગામછે

શિરોમણ (સં) માથાનો મણી.
વિશ્વનાથ (સં) ઇશ્વર.
વિરેશ્વરો (સં) મહાદેવનું નામ છે,
નવેખંડ (સં) ભરતખંડને બીજા આઠ ખંડ જે હિંદુમાં ગણેલા છે તે.
વાસણ—પુરૂષનું નામ છે.
રખિયળ (સં) રખવાળી કરનાર.
રાજવી [સં] રાજેશ્રી.
દશોંદી—ઉપજનો દશમો ભાગ લેનાર.
ગમાનજી—ભાટનું નામ છે.
હરીજન (સં) પરમેશ્વરને ઓળખી ચાલનારો.
પસાય—કર.
પુન્યવંત [સં] ભાગ્યશાળી.
ભડભાવીક—બહુ ભાવવાળો.
ભુપતસમ (સં) રાજાના સરખા.
ન્યાવટ—અદલઇનસાફ
સાવટ—સાહુકારી.
મંગણ—માગનાર
દેયણો—દેનાર.
હોડ—સરત.
ગુણિજન [સં] ગુણવાળો.
શ્રવણ (સં) કાને સાંભળે.
શિવપૂજન (સં) મહાદેવની પૂજા.
સંચર્યા—ગયા, ચાલ્યા.
સિંહાસન [સં] સિંહનું આસન. (સિંહ આસન.)
બત્રીશી—૩૨ પુતળીની વાર્તા.
તતિખેજ—તાજી.
જમદુત (સં) જમના ચાકરો.
હદવાળી—બાકીના રાખી, શીમાઆણી.
વૈતાળ પચીસી—મડા પચીસી.
સુકબોતેરી—સુડા બોતેરી. પોપટે જે ૭૨ વારતા શેઠાણીને કહી તેની ચોપડી.
તરણ—તણખલું.



## કવિતાની સમજુતી

—০()০—

ગુજરાત પ્રાંત ઘણો મોટો છે, તેના અમદાવાદ શેહેરના એક વેગણપુર નામના દેશમાં જાતનો શ્રીગોડ માળવી બ્રાહ્મણ કવિ શામળભટ રહેતો હતો. માતર પ્રગણાના સુંજ નામના ગામમાં વિશ્વનાથ વિરેશ્વરો એ નામના મહાદેવનું કે જે નવે ખં-

ડમાં પ્રસિદ્ધ છે. એ ગામની અંદર લેઊવા કણબીના વંશમાં મ
હાદેવ તુલ્ય રખીદાસ નામનો રાજા જેનો જન્મ્યો હતો. તેણે
નવા કુવા, વાવ, વિગરે પાણીનાં ઠેકાણાં કરાવ્યાં હતાં. તેને ઘેર
હમેશાં પંડિત પુરૂષોની સભા ભરાતી હતી, અને તેની આગળ
દશમો ભાગ લેનાર ગમાનજી નામનો ભાટ તેના સારા સારા ગુ
ણો ગાતો હતો. ત્યાં અગાઉ અસંખ્યાતા સદાવ્રતો હમેશાં અ-
પાતાં હતાં. અને પરમેશ્વરના ભગતો મળીને પરમેશ્વરની કથા
કહેતા હતા. એ રખીદાસ પ્રજાની રક્ષા કરતો હતો તેથી ત્યાં
જરા પણ દુખ નહોતું. અને તેણે વેરા સિવાય ભીખારી લોક-
ની ભૂખ ભાગી અને તેમને જમીનો આપી હતી. તેનો સઘળો
પરિવાર ભાગ્યશાળી હતો, અને તેના ભત્રીજા બહાદુર અને
ભાવવાળા હતા. તેઓ હમેશાં સુખસાગર જેવા શોભતા હતા,
અને તેઓ પૂન્યનાજ કામ કરતા હતા. તેના પાંચ પુત્રો પરાક્રમી
હતા, અને એકએકથી ચડીયાતા હતા. તેનાં સઘળા ભત્રીજા પ-
ણ રાજા જેવાજ હતા. તેઓ ન્યાયના તથા શાહુકારીના ટેકી-
લા હતા, તે પંડિત માણુસને ઓળખી શકતો હતો ને કવિની
ઇચ્છા પૂરી પાડનારો હતો. માગણ (માગનાર) લોકોને તે મોં
માગ્યું આપતો; અને કોઇપણ વાતે પોતાની હિમ્મત હારતો ન
હિ પણ ફતેહ મેળવતો હતો, તેના ગામમાં શાસ્ત્રના જાણવા-
વાળા ગુણીજન પૂરૂષો આવતા, તેઓ તેને આશીરવાદ દેતા,
તેઓને તે ક્ષેમ કુશળતા પુછતો. તેણે પણ શાસ્ત્ર સાંભળેલા હ-
તા, ને તેને મહાદેવની સેવા ઉપર અતિશય પ્રેમ હતો; તેણે સ
ઘળા માણસોના મુખેથી શામળભટની કીર્તી સાંભળી, તેથી તેણે
શામળભટને તેડુ મોકલ્યું, અને કહ્યું કે હે કવિરાજ સારા સા-
રા સારા વિષયો ઉપર કવિતાના પુસ્તકો આપ રચો. તેથી ક-

રી વિક્રમાજીત સંવત ૧૭૮૧ ના વર્ષમાં શામળભટ ખુશીથી ત્યાં ગયા.

સિંહાસન બત્રીશી (૩૨ પુતળીની વાર્તા) તે ચોપડી તેમણે તુરત બનાવી. અને મોટું શિવપુરાણ બનાવી તેનો અર્થ સમજાવ્યો, યમના ચાકરોનો દંડ પણ તાણીને રેવાખંડ ખુશીથી બનાવ્યો. અને વળી ડાકોરના ઠાકોર એ નામનું ઘણું સુંદર પુસ્તક બનાવ્યું. વળી વૈતાળ પચ્ચીસી (જે મડાપચ્ચીશી) બનાવી, ને સુડા બોતેરી એ બોતેર વાતની ચોપડી ખરા અંતઃકરણથી બનાવી; પવનને વશ જેમ તણખલું છે (એટલે પવનના જોરથી તણખલાને ઉડવુ પડે છે) તેમજ સામળભટ કવિએ ઉપરના ગ્રંથો બનાવ્યા છે, એટલે પોતાના રચેલા ગ્રંથો યાદગીરી દાખલ રહે એવા હેતુથી તે બનાવવા પડયા છે.

---

## પાઠ ૧૪૫ મો.

શ્વાસોશ્વાસ(સં)દમ.
ક્રિયા[સં]કામ.
ક્ષણ (સં) પળ, લગાર વાર, સેહેજ.
ફેફસુ–મોંમાં શ્વાસ લેવાની કોથળી.
શાખા (ફા) ફાંટો.

## પાઠ ૧૪૬ મો.

વિસ્તીર્ણ (સં) વસ્તી વાળો.
અઘોર(સં)બીયામણો.
શનો (સં) વનો.
કુલણ–ચીકણો કાદવ.
પોતીકા–પોતાના.
લીલોતરી–વનસ્પતી.
કોબીજ(અં) ખાવાની વનસ્પતિનું નામછે.
સપાટ–સરખું, સીધું.
ક્વાસ–જવ, મધ. મીઠું એ ત્રણ મેળવીને પાણી કરેલું તે.
કુર્ચો–ચંચુ, મોટવો, કુચ,
હુંફાળા–ગરમી વાળા
ચોડા–પહોળા.

## પાઠ ૧૪૭ મો.

ઉદ્યોગ [સં] ઉદ્યમ.
જીવતર(સં)જીંદગાની.
તત્વ (સં) સાર.
ઉડાઉપણું–ધન બોહોળે હાથે વાપરવું.
જાગ્રત (સં) જાગવું.
દળદર (સં) દરિદ્રતા.
વતન (આ) સ્વદેશ. જાગીરી.

કરજ [સં] દેવું.
ફીટશે—મટશે.
રસળતા—રઝળતા.

### પાઠ ૧૪૮ મો.

જડત્વ [સં] એકને એક જગાએ પડી રહે એ વો જે પદાર્થનો ગુ-ણ તે.
મુકરર (આ) નકીકરેલો.
વેગ [સં] જુસ્સો.
આદમી (ફા) માણુસ.
દૃષ્ટાંત (સં) દાખલા
ધસાસો—ધસારો.
સુળગુંજ—બિલકુલ.
અનંતકાળ (સં) જેનો અંત ના આવે એવો વખત.

### પાઠ ૧૪૯ મો.

આઘાત (સં) કોઈ પણ પદાર્થને પહેલી ચોટ મારવી તે.
પ્રત્યાઘાત (સં) સામો સાદ સંભળાય તે.
પતનકોણ (સં) કંઇ ગોળ કે સ્થિતિસ્થાપક પદાર્થને આડો ફેંકયો તે જેટલા અંશને ખુણે તે ભોંયને કે કરાને લાગશે તે વખતનો પડતી વેળાનો ખુણો.
પરાવર્તનકોણ (સં) કંઇ ગોળ કે સ્થિતિ સ્થાપક પદાર્થ ફેંકયો તો તે પાછો ઉઠતીં વખત જે ખુણો થાય છે તે.
વકકો—હડશેલો.
ચોટ—ટકકર.
આકર્ષણ [સં] ખેંચવું
સ્થિતિસ્થાપક [સં] કોઈપણપદાર્થને વાળીએકે તાણીએ, કે દાબીએ અને પાછો મૂકીદઈએ તો જેવો હતો તેવો થઈ જાય એવો ગુણ તે.
અંશ (સં) ભાગ.
ગુરૂત્વાકર્ષણ (સં) ભારનું ખેંચાણ.
ફુટ [સં] અડધો સુતારી ગજ

### પાઠ ૧૫૦ મો.

ફુલ્યો—હંકારે ભરાયો.
ભવકૂપ (સં) સંસાર રૂપી કુવો.
સર્યું—થયું.
વાટજઉઠી—આગલાગી
મિથ્યા (સં) ફોકટ નકામી.
જનુની—માતા.
નિશ્ચિંત (સં) નચીંત.
મમતા [સં] અહંકાર.
પરી—વેગળી.
સરજનહાર—પેદા કરનાર.
સફળ [સં] સિદ્ધ.

——oOo——

## કવિતાની સમજુતી



હે પ્રાણી તું અહંકારમાં શું રઝળ્યા કરે છે? તું ભૂલીને

સંસાર રૂપી કુવામાં પડયો છે, ને માણસના શરીર રૂપી મણી તારેહાથે આવી ચઢયો તે પણ તેં ખોયોછે; માટે તું અહંકારમાં શું૦ (ટેક) તું ડાહયો થઇને દુનિયામાં ફરે છે તેથી શું તારૂં કામ થયું કે? તેં એવું જાણ્યું નહોતું કે જરા વારમાં જવું પ-ડશે, તો પછી તારી આબરૂ શી રીતે રહેશે? જ્યારે તું જમ-ના હાથ પકડાયો ત્યારે તારૂં ડહાપણ જણાયું; માટે તું અહં-કારમાં શું ફરે છે. (૧) તારી વાંકડી મુછો ઉપર લાહાય લાગી, કારણ કે તું નર્કના રસ્તે ગયો; તેં તારી માતાને ફોકટ ભારે મા-રી, તેથી તેં જન્મ ધર્યો પણ ના ધર્યા જેવું થયું, તેથી તું હ-વે જાણીને ચેતી લે કે વખત પાસે આવી લાગ્યો છે. માટે તું અહંકારમાં શું (૨) તને જો ધન દોલત અને મોટાં ઘર બાર મળ્યાં તો તેથી શું થઇ ગયું? પણ જો તેં ફીકર રાખીને પર-મેશ્વરનું ભજન કર્યું નહિ, તેથી તારા જીવતરને ધિક્કાર છે; ને તારૂં જીવ્યું પણ ધિક્કાર ભરેલું છે, કે ઈશ્વરે તને શું કરવાને પેદા કર્યો; માટે તું અહંકારમાં શું ફરે છે, (૩) મારી આ સ ધળી શિખામણ મનમાં લઈ તું તારી લલોપતા વેગળી મુક, અને તારા બનાવનારને તું યાદ કર, જો એવું કરીશ તો ધીરો ભગત કહે છે કે તું ઘણો બધાથી સારો કહેવાઈશ. માટે તું અહંકારમાં શું ફરતો ફરે છે. [૪]

---

**પાઠ ૧૫૧ મો.**

રણ (સં) મેદાન.
નીલ(અં) આફ્રિકામાં નદી છે,
હરસાલ [ફા] દરવર્ષે.
કાપ-કચરો.
રોપા-છોડ.
એરંડા-દીવેલા
ઝાંપ-ઝાંખુ દેખાવું તે.
હેલ્લો-આચકો.
પ્રાચીન [સં] અસલના
પિરામિડ (અં) રાજા બાંધવાની જગ્યા.
ચરિત્ર(સં)કરેલા કામો.
રજુ (આ) હાજર.
નવસ્ત્રા (સં) નાગા.

**પાઠ ૧૫૨ મો.**

મીનારા-મનારા.

ખાડાખચડી—ખાડા ખ-ડઆવાળી.
ગોળાકાર [સં] ગોળ મટોળ
ગરગડી—ધરેડી
બુદ્ધિમાન (સં) અક્કલવંત.
લપસણા—લપસી પડે એવા.
ઉંજવું—તેલ લગાવવું.
કમ (ફા) ઓછી.

**પાઠ ૧૫૩ મો.**

ઘરડાવરડા—બાપ દાદા
ભૂશકો—કુદકો.
ટપાટપ—ઝપોઝપ.
ફાંશીઆ—ગળામાં ફાંસી નાંખીમારી નાખનારા લુટારા.
શીતળા(સં)બળીઆ સહીએડ.
સતી [સં] સત પાળનારી સ્ત્રી, કોઇ બૈરી પોતાના હાથે ચીતા સળગાવી પોતાના મરી ગએલા ભરથારના ભેગી બળી મરે તે.
બાળહત્યા (સં) બાળકને મારી નાંખવું તે.
દિલગીર [ફા] નાખુશ

**પાઠ ૧૫૪ મો.**

તલપુર—તલભાર.
ધડકધડક—ઉછળ ઉછળ.
સદાકાળ [સ] હમેશાં.
સર્વશક્તિમાન (સં)સઘળે ઠેકાણે જેની શક્તિ છે એવો જોરાવર પરમેશ્વર.
નાખુશી(સં)દીલગીરી
પ્રાર્થના (સં) સ્તૂતી.
દોષ (સં) પાપ.
બજાવીએ—પાળીએ.

**પાઠ ૧૫૫ મો.**

જોબન [સં] જુવાની.
ઉમર—અવસ્થા,ઉમરો
પાદર—બજાર, ઝાંપો.
પરદેશ (સં) પારકો દેશ.
કેશ (સં) વાળ.
હળવા—હલકા, જુદા.
વળાવો—વળાવો
ખાટ—ખાટલો.
રાબડી—સુંઠ, ઘી, સાકર વગેરે નાખી ઉકાળેલું પાણી
પ્રાતસકાળ (સં) પરોઢીયું.
જુજવા—જુદાં.
ફટફટ—તિરસ્કાર.
દ્વાર (સં) બારણું, ઘર
વાંસળી—રૂપીઆ મુકવાની ગુંથેલી વેણુના આકારની કોથળી.
જગવાસ [સં] દુનિયાના રહેવાસી.



## કવિતાની સમજુતી.

અરે, આ ઘડપણ કોણે મોકલ્યું ? હું તો સમજતો હતો

કે હમેશાં જુવાની કાયમ રહેશે! ત્યારે હવે આ ઘરડપણુ કોણે મોકલ્યું. (ટેક) ઘડપણમાં એવી અશક્તિ થઇ ગઈ છે કે બારણાનો ઉમરો ઓળંગી બહાર જવું તે તો ડુંગર ઓળંગ્યા બરોબર થઇ પડયો, અને ગામની ભાગોળ તે તો પ્રદેશના જેટલી વેગળી લાગે છે, તથા પાણીની ગોળી (માટલી) આગળ જવું તે તો ગંગા નદી જેટલું દુર લાગે છે. અને શરીરે સઘળા કેશ (વાળ) ધોળા થઈ ગયા; તે ઘડપણ કોણે મોકલ્યું. (૧) અરે મારે નહોતું જોઇતું ને તું શા માટે આવ્યું, મેં તાહારી રાહા પણ જોઈ નહોતી; ઘરમાંથી મારો ભાર વકકર સઘળો ગમાયો, અને ઘરના બધાં માણસો કહે છે કે હવે એનો ખાટલો એક ખુણામાં મેલો. તો ઘડપણ કોણે૦ (૨) નાનપણમાં લાડવા ભાવતા હતા, અને ઘડપણમાં શેવો ભાવે છે, અને વળી હમેશાં રાબડી જોઇએ છીએ. (રાબડી એટલે સુંઠ, સાકર, ઘીને ભેગાં કરી ઉકાળેલું પાણી ) બળી આવી ઘડપણની ટેવ; કે ઘડપણ૦ (૩) સવારમાં અન્ન સિવાય મારો જીવ અકળાય છે. ને ઘરના તો કહે છે કે તું મરતો કેમ નથી, તને અમથો બેસી રહેતાં શું થાય છે! માટે ઘડપણ કોણે મોકલ્યું. (૪) છોકરાતો જુદા થયા; ને વહુઓ ગાળો દે છે; ને છોકરીઓને જમાઇ લેઇ ગયા. ત્યારે મારી ઘડપણની શી વલે. માટે ઘડપણ. (૫) નવ નાડીઓ જે ( શરીરમાં ધોરી નસો છે તે ) છુટી પડી ગઇ અને મરવાનો વખ્ત નજીક આવ્યો; બૈરાં છોકરાં હવે મારો તીરસ્કાર કરે છે, અને નાના છોકરાંઓ ગાળો દેછે; માટે ઘડપણ કોણે. (૬) જ્યારે મરવાનો કાળ આવ્યો ત્યારે છોકરાઓ ઘરમાં આવીને બેઠા. તેમની કમ્મરે રૂપીઆની બાંધેલી વાંસળી ( ગુંથેલી કોથળી ) હતી તે છોડીને આપી. માટે

ધડપણ કોણે. (૭) આવું જાણીને જગતના લોકો પરમેશ્વરને ભજો. અને પરાયાનું સારૂ થાય એવા કામો કરો. તો તેથી સુખ પામશો એવું નરસાઈ મેહેતો કહે છે. ધડપણ કોણે મોકલ્યું. (૮)



**પાઠ ૧૫૬ મો.**

દાટો—બુચ.
અજમાવી—અજમાશ કરી.
મુખ્યત્વે (સં) ઘણું કરીને.
બાફ—બફારો.
સરકવાને—જવાને હાલવાને.
સ્ક્રુ [અં] પેચ.
સજડ—મજબુત.
ઝપાટો—જોસ્સો, સપાટો.
યંત્રશાસ્ત્ર (સં) શિલ્પશાસ્ત્ર, કારીગર વિદ્યા,

**પાઠ ૧૫૭ મો.**

વરાળયંત્ર [સં] વરાનો સંચો.
ધનફુટ (સં. અં) એક ફુટ લાંબો એક ફુટ પોહોળો, ને એક ફુટ ઉંડો.
દેગ—મોટો દેગડો.
વારે વારે—વખતો વખત

**પાઠ ૧૫૮ મો.**

સડક—અજાયબ.
ચોકસાઈ—ખબરદારી.
બજાવે—કરે
વળગાડવું—લગાડવું
સામર્થ્ય [સં] જોર
ટાંકીઓ—નળીઓ
ખુરકી [ફા] પગરસ્તો.
વાહન [સં] બેસવાનુ
ખળાય—અટકે.

**પાઠ ૧૫૯ મો.**

બળ [સં] જોર.
મિશ્ર (સં) ભેગું.
ગુચવણ—મુશીબત
પવનચકકી—પવનથી ફરતી ચકકી.
સુતર—સુગમ.

**પાઠ ૧૬૦ મો.**

સીદી—હબસી.
ગુછળીઆળા—ગુચ્છાવાળા.
મૂર્તિપુજક (સં) મુર્તી પુજનારા.
આબિસિનિઅન(અ) હબસી.
રૂઢી—રીત, ચાલ.
પ્રદેશ (સં) આસપાસનો મુલક પારકો દેશ.
મુર (અં) બાર્બરી દેશના રેહેવાશી
તૂર્ક (અં) તુર્કસ્તાનના લોક.
એકો—સંપ
કબુલાત—કહેવડાવ્યું,

---

## પાઠ ૧૬૧ મો.

ગુલામ—ચાકર.
બંદીવાન (હિં) કેદી.
ખુન (હિં) કાફી.
કેર—જુલમ, દુઃખ
નાનાપ્રકારના—તરેહ તરેહના.
બેરંગી—બેરંગના.
ગુચ્છો ( ) ફુલો.
કોમળ (સં) સુંવાળા. કૂમળા.
સુશોભિત (સં) સુંદર
સાદ—અવાજ.
ભોમિઓ—વાકેફ, માહિતગાર.
ડચ (અં) હોલાંડનો રહેવાશી.
વતની (આ) દેશી.
કાફર (આ) લુચ્ચા.
હોટંટોટ (અં) કેપટાઉનના રેહેવાશી,
બદશિકલ (ફા) ખરાબરૂપ, કદરૂપા.

## પાઠ ૧૬૨ મો.

કલ્પના (સં) તર્ક, વિચાર.
લટકેલા—લટકેલા. આંચકા.
ઇજનેર (સં) ઇજનેરી કામનોજાણતો માણસ.
ઉપલાણે—ઉપલે પારો.

## પાઠ ૧૬૩ મો.

યુનાઇટેડસ્ટેટસ [અં] મળીગયેલા સંસ્થાનોનું રાજ્ય, ઉત્તર અમેરિકામાં દેશ છે.
સખ્ત [ફા] વધારે ઘણોજ.
વસંતરૂતુ (સં) ઉનાળાની રૂતુ.
શીતકાળ(સં)શિયાળો
ગરજના[સં]ગડગડાટ.
ઇંડિઅન (સં) યુનાઇટેડ સ્ટેટસના અસલી રહેવાશીઓ.
સત્કાર [સં] આદરમાન.
આબાદ (ફા) વસ્તી તથા સારો પાક ઉતરવો તે.
પ્રેસિડેંટ (અં) અધ્યક્ષ.
અધિકારી (સં) ઓદ્ધાદાર.
સેનેટ (અં) રાજકારભારી, દીવાન, પ્રધાન.
મુખત્યાર (આ) કરતો હરતો. જેને કુલ અખિત્યાર આપેલો હોય તે.

## પાઠ ૧૬૪ મો.

ધનવાન (સં)પૈસાદાર.
ખબરદાર—હુશિયાર.
પુર્વજો (સં) પીતૃ, મરી ગયેલા ઘરડા માણસ.
સુધરાઈ—સુધારો.
અપમાન [સં] માનભંગ કરવું તે.
પ્રધાન [સં] દીવાન, વઝીર.
પદવી (સં) હોદ્દો.

## પાઠ ૧૬૫ મો.

અખિલ (સં)સઘળા.
આપુર (સં) ખુટે નહિ તેટલી.

સકળ (સં)સંપુર્ણ,બધા.
સૈન્ય (સં) લશકર.
સંહારી (સં) મારી નાંખી.
કિરતાર-પેદા કરનાર.
અમર [સં] મરે નહી તે.
ભાગ્યશાળી [સં] નશીબવાન.
કુશળ (સં) સહી સલામત.
કુળવંતી[સં]કુળવાન.
દયાળો [સં]દયાવાળી
શિરતાજ (સં-ફા)માથાનો મુગટ.
રક્ષા [સં] રક્ષણ.
ટાળી [સં]કાહાડીનાંખી.
ભૂગોળ [સં] પૃથ્વીનો ગોળો.
પ્રતિપાળ-પાલણ કરનાર.
ધરમાળ (સં)ધર્મીષ્ટ.
ઉછરંગ-હર્ષ, ઉમંગ.
નિઃશંક (સં) નકી,શક વગરના.
હાખો-ભાખો, બોલો.
સંકલ્પ (સં) વિચાર.
પણ લેવું તે
નિષ્ફળ [સં] ફોકટ.
અફળ (સં) મિથ્યા.
ત્રાહીત્રાહી (સં) સંભાળ લો, સંભાળ લો.
ભાખો-વદો.
કોટી-કરોડ.
સાંખો-જોઈ રહો, સાંખી રહેવું.
હરશો-દુર કરશો.
બેલી-ધણી.
ભ્રષ્ટજન-ખરાબ માણસ.
રસિક [સં] રમુજ.



# કવિતાની સમજુતી.



આખી દુનિયાના પરમેશ્વર તું હમારી અરજ રાત દિવશ તું તારા ધ્યાનમાં લે, અને સરવે પ્રકારનું સુખ અને દોલત તે તું વિક્ટોરિયા રાણીને તારા ન ખુટે એવા અખુટ ભંડારમાંથી આપ, આખી દુનિયામાંના તેના દુશમનોના લશકરને તું તરત મારી નાંખ અને સઘળા મનુષ્યોને પેદા કરનાર હે પ્રભુ તું વિક્ટોરિયારાણીને લાંબા આયુષ્યવાળી કરીશ. [૧] એ રાણી ઘણી સારી, નશીબવાન, વિદ્યામાં જાણીતી, સારી કુળવંતી અને હેતેસરી અને દયાવાળી છે, માટે હે પ્રભુ એ રા-

ણીના માથાના મુગટનું રક્ષણ તેના શત્રુનો નાશ કરીને કર;
ઓ પરમેશ્વર આ વખતમાં આખી પૃથ્વી તું એના તાબે કર,
અને કોઇ દિવશ જાય નહિ એવો એનો અમલ અમારી ઉપર
હમેશાં રાખ, અને સઘળા મનુષ્યો પેદા કરનાર [૨] ઘણા વ-
ર્ષ સુધી હરરોજ એનો અમલ હમારા ઉપર કાયમ હોજો, એ-
ના રાજમાં પાપીઓ દંડાય છે, અને ગારા માણસો રાજી થા-
ય છે. તેથી એનો ન્યાય વિશ્વમાં વખણાય છે; એવો ગરીબને પા-
ળનારી અને ધર્મીષ્ટ રાણી ઘણા વરસ જીવો, ચાડી કરનાર
તથા ચોર પોતાના કર્મનો સ્વાદ ચાખો; અને સઘળા જીવને
પેદા કરનાર (૩) એવી સઘળી પ્રજા ઉપર પ્રીતી ઘણી છે તે-
થી આખી દુનિયા તેના ઉપર રાજી છે; અને એ હમેશાં આ
દુનિયામાં કાયમ રહો કે જેથી અમે એના ગુણ માટે આનંદે
ગાઇએ; ઇશ્વર અમને તું ઘણા ઉમંગના સારા દિવસો આપ
કે જે દિવશો તે પાપી માણસને ઝાંખા દેખાય; અને જીવને
પેદા કરનાર (૪) એના રાજથી ખસુસ ઘણા લોક સુખીયા થ-
યા, ને એથી એનું કામકાજ ઘણું વખણાય છે; માટે આ લો-
કમાં એનું પ્રતાપી રાજ હમેશાં રહો, ને હમેશા એનું નામ હ
મેશાં અચળ રહો, રાણી ઘણું જીવો રાણી ઘણું જીવો, એમ
આખી દુનિયાના લોકો મોઢે બોલો; અને સઘળા જીવને પેદા
કરનાર૦ (૫) પાપીના નઠારા વિચારોને નિષ્ફળ કર, અને તે-
થી તેઓની મહેનત ફોકટ જાય તેમ કર. વળી લુચ્ચા,
ઠગારાઓ કે જેના વિચારો દુનિયાના લોકોને દુખી કરવાના છે
તેઓ પોતાના મમતથી હારીને નબળા પડો, ને હે પ્રભુ આ-
જના વખતમાં એ પાપીઓ હિમ્મત છોડીને તેના જેવા થાય
તેમ કર, અને સઘળા જીવને પેદા કરનાર૦ (૬) હે પરમેશ્વર

તમે આજ મોટી મહેરબાની કરીને અમારા ઉપર આ સારૂં રાજ્ય સ્થાપ્યું, અને નઠારા માણસોએ રાજ મેળવવાની વાંછા કરીને હુલ્લડબાજીથી કેટલુંક દુઃખ દીધું, માટે હે પ્રભુ આ વખતે તમે એકદમ ઉઠો ને (એ લોકોનો નાશ કરો); સારા માણસો દુઃખ પામે છે, તે તમે કેમ જોયા કરો છો ? અને સઘળાને પેદા કરનાર૦ [૭] તમારા યાચકને તમારો પૂરેપૂરો ભરોંસો છે, કે પાપીનો નાશ કરીને અમારા દુઃખો વેગળા કરશો, કારણ કે તમે ધર્મના સાથી છો, અને અધર્મના શત્રુ છો, તેથી તમારા નામ પ્રમાણે કામ કરશોજ; હજારો લોકોનો મોટો જથો દુઃખ પામે છે, તેથી સઘળે ઠેકાણે એકદમ શાંત કરો (બળવો નસાડી નાંખો) અને સઘળા જીવને પેદા કરનાર૦ [૮] સઘળા લોકો આ વખતમાં દુનિયાના પાળનાર (પરમેશ્વર) પાસે હર્ષથી એવું માગો કે હે મહારાજ રાણીનું રાજ હમેશાં અચળ રહો. અને પાપીઓનું જોર નરમ પાડો, સરવે હાથ જોડી પગે પડીને પ્રભુની પાસે એવું માગો કે આપણી મહારાણીનો સઘળે ઠેકાણે જશ થાય. આ સુંદર નવ છંદો દલપતરામે પ્રાર્થના કરવાને ભાવથી કીધા છે. (૯)



**પાઠ ૧૬૬ મો.**

પાધરોદોર—સીધો
કોરી—કાણાકરીને
પાટડા—ભારોટીઆં
શીસાં—ધરેડ.
એંન્જિનડ્રાઈવર [અં] એન્જિન હાંકનાર.
સુગમ—સહેલું.

**પાઠ ૧૬૭ મો.**

સ્પર્શશક્તિ (સં) લાગવાનું બળ.
બુદ્ધિ (સં) અક્કલ.
મંદ [સં] ધીમુ.
ફુકકા—શ્વાસ લેવાની જે કોથળી તે.
ધારાળા (સં) ધારવાળા.
કાંડ—માછલાની એક

જાત છે.

બામ [અં]
સીહાર્સ(અં)
સનફીરા(અ)
શાર્ક (અં)
લાંપ્રે (અં)
} જુદી જુદી માછલીનું નામ છે.

પિંજર–પાંજરૂ,

## પાઠ ૧૬૮ મો.

પરિધ (સં)ઘેર.
સરાસરી (ફા) સરખે અંતરે ગણતાં.
મધ્યબિંદુ (સં)વચમાની જગો.
પૃષ્ટ (સં) પડ, બાજુ પાનું.
મહત્વ [સં] મોટાઇ
વેદમાર્ગી [સં] વેદને માનીને અનુસરનાર
અનુસરી (સં) મળતાં આવીને.
પરચુરણ–જુદાં જુદાં.

## પાઠ ૧૬૯ મો.

સમાંતર (સં) સરખે અંતરે. [સમ–અંતર.]
આકૃતિ [સં] આકાર.
લંબ [સં] બે બાજુ સમ કરનારી ઉભી લીટી.
ઝોખતી–ઝોળાખાતી ઢળકતી.
પ્રયોગ [સં] ઉપાય, અજમાશ.

## પાઠ ૧૭૦ મો.

ઉત્તરધ્રુવ [સં] ઉત્તર તરફનો અચળ તારો
ગોળાર્ધ (સં) અડધો ગોળ ( ગોળ અર્ધ )
અર્ધગોળ (સં) અડધું ગોળ.
સ્થળે [સં] જગ્યાએ.

## પાઠ ૧૭૧ મો.

દ્વીઅર્થી (સં) બે અર્થ વાળા,
ભોજનશાળા [સં] રશોઇ કરવાનું ઠેકાણું
નિરમળ (સં)ચોખ્ખી
લીપીધારા–લીપવાના રીવાજે, શબ્દની ચોપડીનું નામ.
પાટલે–પાઠ લે.
અબોટીઆં–શણીઆં વગર બોટેલું.
શોળે—નાહેલો, સોળે આંક.
શિરવાળો [સં]સરવાળો, માથાવાળો.
પોળી–પડવાળી રોટલી, પોહોળી.
સાકર–ખાંડ કરતાં મીઠી વસ્તુ, શાહુકારના હાથ.
પત્રાળી [સં]પાતરાંની ગુંથેલી બાજ, પાનાવાળી ચોપડી.
પડીયા–દડીયા.
રાઇતા–દહીમાં કાંઇપણ વસ્તુ નાંખીને કરવું તે, જેમકે દરાખ વિગરે.
શાક–લીલોતરી, શાક, સન.
શિશુકર (સં)બાળક.
કચાશ–અધુરાપણું, કાચું.
હેતુ–મતલબ, વાલેશરી.
વિશાળ [સં] મોટી.

———

# કવિતાની સમજુતી



આ સારી ભોજનશાળા છે કે સ્વચ્છ નિશાળ છે, તેના વિશે દલપતરામના સ્નેહીઓ મારી વિશાળ વાત સાંભળો.

લીપવાના રીવાજને મનમાં આણીને પૃથ્વી લીપીને સારી ચિત્રેલી છે, અને ગામના કોણ કોણ માણસ આવેલાં દેખાય છે તેનાં નામ ગણે છે.(૧)અંગ ઉપર અબોટીયાં પહેરીને પંગત [જમવાને] પાટલે બેઠી, અને મેં સ્નાન કર્યું છે એમ સમજીને માથાના સઘળા વાળ બાંધેલા છે. [૨] પોળીને (ઘીથી) ચોપડીને ઉપર સાકર મુકી સારી રીતે પત્રાળી પૂરીને હારોહાર પડીયા મુક્યા છે. [૩] કોઇક સારી રીતે શીખંડ બનાવી બે ગોળા ભરે છે, ને જ્યાં તાપ છે તેવી જમીનપર તપેલી મૂકે છે, ને જયાં ટાઢક છે તેવી જમીન ઉપર બરફી મુકી છે, [૪] કોઈ તો સારાં રાઇતાં કરતાં શીખે છે, ને કોઈ તો સારી રીતે ભાત બનાવે છે, ને કોઇક તો નામીચા શાક બનાવતાં શીખે છે, અને હે સ્નેહીઓ મેં તો લાડવા દીઠા; (૫) ને વળી વડાંનો વરસાદજ વરસ્યો તેવી રીતે પીરસાય છે, ને તેના ગમ દહીં પણ જાય છે, (પીરસાય છે) ને કેટલાક તો તેલને વડાં ખાય છે, ને છોકરાઓ તો તલના દાણા હાથથી (વીણી) ગણી ગણી ખાય છે [૬] જે માણસ તેલ ન ખાય, તેને ન આપશો, આ પાસેની ઓરડીમાં ઘી છે, તેમાં ચમચા વડે સો ટીપાં આપે તો પછી જમવાનો કચાશ મટે. (૭) જે મનુષ્યો ખાઈને ઉઠયા કે, તેના ભણી તેમના ઉપરી માનને અર્થે એક પત્ર [પાનની બીડી] વાળીને આપે છે. ને તે ઘણા વાલેશરી ધરાય છે. (૮)

લીપી ધારા (શબ્દોની બુકો) ભણ્યા પછી પૃથ્વી સારી ચી ત્રાએલી છે. [નકશા કાહાડેલા છે] તેમાં કીયા કીયા ગામ કઈ કઈ દીશામાં આવેલા છે તેના નામ માણસો ગણે છે. (૧) નિશાળિઆઓની હાર બેઠી બેઠી નઠી શીખેલા પાઠના ભાગ હાથમાં લઇ તે ભણે છે, ને સોળે આંક ભણીને ઘણા આંકડાઓ સાથે સરવાળો કરે છે. [૨] સરાફો (સરાફના છોકરા) સારા ચોપડાઓ હાથમાં લઈને પહોળા કરી, ઝાઝા પાનાવાળા સારા ચોપડાઓ તે આ હારબંધ પડયા છે. (૩) કોઇ તો પૃથ્વીના ગોળા આગળ બેશીને ખંડ ભરે છે, ને જ્યાં તાપ છે ત્યાં ગરમ દેશ છે, ને જ્યાં ટાઢ પડે છે તે ટાઢો દેશ છે (૪) કોઇ તો સુધારાની વાત, ને કોઇ તો સારી રીતભાત શીખે છે. ને હે મિત્ર કેટલાક લાડકવાયા (છોકરાંને) પ્રખ્યાત શક ગણતાં મેં જોયા. (૫) વળી જે પુરૂષો ઉમ્મરે મોટા, તેઓ ભણી ઉતરોને કાંઈક ફી આપી જાય છે, તેથી તેઓ કેટલાક પત્રમાં મોટા ગણાય છે, ને નાના છોકરાઓને હાથે ગણિત લખાય છે. (૬) જેનાથી ગણિત ગણાય નહિ, તેને આધી ઓરડી પાસે પાંચ પાંચ સોટી પડે, ત્યારે પોતાની મેળે ક્યાસ તજી દે. (૭) જે ભણી ઉઠે તેને તેનો ઉપરી એક સરટીફીકેટ (અભ્યાસ તથા સારી ચાલ વિશે) વાળી બીડીને આપે, કે જેના અનેક કારણો ધારી શકાય. [૮]

આ કવિતામાં વાકયનો અર્થ જુદો જુદો જેવી રીતે ભોજનશાળા અને નિશાળીયા જેની અંદર સમજાવ્યા છે, તેમ આ પાઠના શબ્દના અર્થ વિષે પણ ડબલ અર્થ કરી જણાવ્યો છે.



**પાઠ ૧૭૨ મો.**

સફર (આ) મુસાફરી
છુટપણું—સ્વતંત્રતા.
પાયતખ્ત (ફા) રાજ્યધાનીનું શહેર.
પ્રબળ (સં) જોરાવર.
ફરવાનગી [ફા] રજા.

**પાઠ ૧૭૩ મો.**

અખ્તિયાર (આ) સત્તા
ગરદનમાર્યો—ઠેર કર્યો.
પ્રજાસત્તાક (સં) પ્રજાને તાબેનું રાજ્ય,
પ્રમુખ (સં) મુખ્ય, અધ્યક્ષ.
પુરૂષાર્થિ (સં) કસદાર.

**પાઠ ૧૭૪ મો.**

શાહજાદો (ફા) પાદશાહનો છોકરો.
સેનાપતિ (સં) સૈન્યનો ઉપરી. (સેના—પતિ)
પરાજય—સંહાર.
એકસંપી—એક મતના

**પાઠ ૧૭૫ મો.**

સંસ્થાન (સં) રાજ્ય.
અદાવત—અદેખાઈ.
લગભગ—નજદીક.
હડતી—હાર.
યુદ્ધ (સં) જુદ્ધ, લડાઈ

**પાઠ ૧૭૬ મો.**

નારાજ—ખરાબ ખસ્ત.
શેહે (ફા) બીક, દાબ.
નવાબો (આ) મુસલમાન સુબાઓ.
ઝાગીર (ફા) વતન, મકાન.
બિના (ફા) હેવાલ.

**પાઠ ૧૭૭ મો.**

ભૂગોળરેખા (સં) (ભુગોળ વિદ્યા) ધોરણુ લીટીથી પૂર્વ પશ્ચિમનો અંતર તે.
વિષુવવૃત (સં) ભૂગોળના ગોળા ઉપર બરોબર મધ્ય ભાગે લીટી દોરવી તે.
અક્ષાંશ (સં) વિશુવ વૃતને સમાંતર લીટી દોરવી તે.
અંશ (સં) ઉત્તર ધ્રૂવથી દક્ષિણધ્રૂવ સુધી દોરેલી લીટીઓ.
ધ્રૂવ (સં) જે તારો ઉત્તર દીશામાં ઉગે છે તે તારો.
પ્રત (સં) મુળ દસ્તાવેજ.
શલ્ય (સં) મીંડુ.

**પાઠ ૧૭૮ મો.**

રેખાંશ (સં) પુર્વથી પશ્ચિમ સુધી દોરેલી લીટી.
શિતકટિબંધ (સં) પૃથ્વિ ઉપર ઉત્તરને દક્ષિણ ધ્રૂવની ફરતી ઠંડી જગો.
સમશીતોષ્ણ કટિબંધ (સં) જેનીઅંદર ઠંડને ગરમીસરખીછે. એવી પૃથ્વીપરની જગો તે
ઉષ્ણ કટિબંધ (સં) પૃથ્વીની અંદર બહુ તાપ પડે છે તે જગ્યો
દક્ષિણોત્તરવૃત (સં) દક્ષિણ ઉત્તર સુધી જનારો લીટી.
રેખાંશવૃત (સં) ઉત્તર ધ્રૂવથી દક્ષિણ ધ્રૂવ સુધી વિષુવવૃત ઉપર લીટી દોરાય છે. તે.

શમાન—સરખા.
વૃત (સં) પૃથ્વી ઉપર પુર્વ, પશ્ચિમ, ઉત્તર દક્ષિણ દોરેલી લીટીઓ.
કટીબંધ (સં) પૃથ્વી ઉપર બે શીત, એક ઉષ્ણ, અને બે શમશીતોષ્ણ, એવા પાંચ ઠેકાણાં છે તે.

**પાઠ ૧૭૯ મો.**

ઠામ [સં] ઠેકાણું
યોગ્ય (સં) મેળાપ.
કારમો—ઓર તરેહનો.
ધારમાં—ધારીશ નહીં.
નેમ (સં) નિયમ.
સુઆદરો—સારૂંઆદરો
ઝાંખ—નજર કરીનજો.
હુન્નર (સં) કળા.
સાધજે—કરવા માંડજે.
જોત (સં) દીવો.
રણક્ષેત્ર (સં) લડાઈનું ઠેકાણું.
અલ્પ (સં) થોડું, સહેજ, જરા.
જામ (ફા) પોહોરે
હામ (આ) હિમ્મત.
મુકિત (સં) કલ્યાણ.
અગમને—નશીબને
દીનતા(સં)ગરીબતા.
પ્રખ્યાતી (સં) નામદારી.
આરણવે (સં) વને
ધૈર્યતા (સં) ધીરજ.
દામ (ફા) પૈસો.
ઈશ (સં) પરમેશ્વર
તત્કાળ(સં) તરત, જલદી.



# કવિતાની સમજુતી

—o()o—

જીવવું એ જરૂરનું અને સત્ય છે, પણ એમ ન સમજવું કે મશાણ કાંહે એ છેલ્લું ઠેકાણું છે. જીવનો અને ખોળીઆનો જે કારમો મેળાપ તે એકજ ઠેકાણે કરેલો છે એવું ધારતો નહીં (મતલબ કે એ હમેશાં રહેશે એમ ધારવું નહીં) હે માટીના માણસ તારી કાયા માટીમાં મળી જશે એવું તું જાણ; જીવ તો જુદો પડીને જતો જાય છે પછી તે જાણતો નથી કે કાયાના અહીં શા હવાલ થાયછે. (૧) આપણે આ દુનિયામાં જન્મીને મોજ શોક કરતો કે નહી તે આપણા હૈયામાં દલગીરી લાવો. પણ એમાંનુ કાંઈ આ દુનિઆ ઉપર કામનું નથી એમ આપણે

૪૩૨ જાણવું. માટે ઘણી હોંશથી આજથી કાલ વધારો થાય. એવો હમેશનો નિયમ રાખી ને સારો ઉદ્યમ કરો, અને સારા કૃત્યો કરો, પછી તો જે વાંદરો હોય તેજ ખોટો વહેમ લાવે. (૨) મોતની પાંખ તું બારીકીથી જો કે જેથી વીજળીનો વેગ પડી હારી જાય, હે યાર આ વખતમાં કશા હુન્નરનો પાર નથી. માટે જે સારી રીત હોય તે શીખવા માંડ. જે માણુસ હૈયાનો કઠણુ ને શરીરે બહાદૂર છે તે પણ દીલગીર થઇને મોતનો પ્રકાશ ઘણોજ જાણે છે, કે છેવટે "રામ બોલો ભાઈ રામ" થશે અને એવા શબ્દો બોલી મશાણમાં લઈ જશે. (૩) જગતરૂપી રણક્ષેત્ર તું આંખોથી જોઇ હર્ષથી તપાસી લે કે એ થોડી વાર રહે એવું છે ને હિમતથી સમજી લે કે આ સ્થાનક માત્ર બે પોહોરનું છે. એ તને ના માલમ પડે તો તારી આંખેથી જોઈ લે, વાસ્તે હિમ્મત ભરેલાં કામો કર કે તારૂ નામ હમેશાં કાયમ રહે ને પરમેશ્વર પણ તારા કામના પુણ્યથી તારો ઓદ્ધાર કરે, આ દુનિયામાં જેવી રીતે ઢોરને ચાબક મારવાથી ચાલે છે તેવી રીતે તું ઇશ્વરના પ્રતાપથી ના થા ( તને ચાબક મારવી પડે નહીં, તું તારી મેળે સમજ. (૪) મારૂ સર્વે સારૂ થશે એમ સમજીને ભવિષ્ય ઉપર રહેવું તે તું નકકી તજી દે, જે વાત વીતી ગઈ તે છો ગઇ એમ સમજ ને મનમાં ખેદ આણીને સંભાર નહી, હમણાનો વખત તો ઘણો સારો છે. એમ જાણીને દોપ કાઢી નાંખી કંઈ ઉદ્યમને પકડ દિલમાં ગરીબાઇ જણાવીને -હૃદયમાં ઇશ્વર રાખીને હિમ્મતથી તુરત કામ કર ( ૫ ) મોટા મોટા પુરૂષોની જીંદગી આપણુને યાદગીરી આપી એવી રીતે બોલે છે કે એમાં એક પણ માણુસ તેમાંના એક તણખલાને તુલ્ય કયાં હતાં ? તો તેવા માણુસ બણી કી-

ર્તિ પામ્યા ને જેના ભારે જોર જામ્યા, તો આપણે પણ મન-માં એવું ધારીએ તો દુનિઆમાં આપણી પણ સારી કીર્તિ થાય. (૬) દુનિઆમાં સારી નેકી કરીને એવાં કામ કરો કે જે-થી નામની યાદગીરી રહી જાય. કે જેથી આપણો દાખલો જો-ઇને કોઈ માણસ આથી મનમાં ધીરજ લાવે, જગતરૂપી મહા-સાગરમાં ફેરવતાં જેનું વહાણ ખરાબ રૂપી (નઠારે માર્ગે) પર ચડવાથી ભાગે, તે વખત તે માણસ એકલો પોતાની કને કંઇ ન રહેવાથી સમુદ્રમાં ગોથાં ખાય ( અર્થ કે કરે તેવું પામે કંઇ સારૂં કર્યું હોય તો અગાડી આવે ) (૭) વાસ્તે ચાલ ભાઈ તું તૈયાર થા ને હિમતને ઉમંગ મનમાં આણીને કામને પકડ અને સુરતપણું તજીદઇને બહુ ઉમંગથી ચંચળાઇરૂપી જાળ નાંખીને ધંધામાં લાગુ થા ( ઉદ્યમને પકડ ) ધીરજ રાખીને કારમા કામ કરો તે કરતાં કદી પણ હારી જતો ના ને જ્યારે કામ પુરૂ થાય કે પૈસાની રાહ જો. જો આ પ્રમાણે કરીશ તો પરમેશ્વર તને સેહેજમાં આપી રહેશે (૮) હે અલ્યા માનવી મારી વાત સુણીને આ સારા નવછંદ ગાઇને ગુણવાન થા. એમાં જે વાત કહી, તે ખરા ધ્યાનપર લઇને મનમાં નઠારા વિચાર આણ નહીં, ગરીબ રણછોડની અરજ વાંચીને તરત તેનો મનમાં ખ્યાલ કર, અને જો મનમાં સુખ ઇચ્છે તો પરમેશ્વરની ભકિતને યાદ રાખી તેનો ગુલામ થઇ તેની સેવા કર. (૯) આ કવિતાની છેલ્લી લી-ટીમાં મનસુખ એટલે મનને સુખ તે પણ ખરૂ, ને મનસુખતો આ કવિતા બનાવનાર રણછોડનો મીત્ર થાય.

——o0o——

## પાઠ ૧૮૦ મો.

ચાકુ-ચપ્પુ.
કારીગરી (ફા) ઈલમ.
ખબરદાર-હુશિઆર કાબીલ.
સુઝી-દેખાય, જણાય
ગજવામાં-ખીસામાં
સલાટ-ટાંકણાથી પથ્થર ઘડનાર કડિઆ
અતિશય(સં)ઘણોજ.
ભિક્ષુકો (સં) ભિખ માગનારા લોક.

## પાઠ ૧૮૧ મો.

મુખ્યગ્રહ (સં) મોટાં ગ્રહ.
ઉપગ્રહ (સં) નાનાકરતા ગ્રહ.
વેસ્તા-
આસ્ટ્રીઆ-
જુનો-
પાલાસ-
સીરીસ-
બ્રહસ્પતિ-
યુરેનસ(અ)
} જુદાં જુદાં ગ્રહનાં નામ છે.
ધુમકેતુ(સં)પુછડીઆ તારા.

ખગોળવેત્તા (સં)આકાશની વિદ્યા જાણનાર જોશી.
ખંડન [સં] ભંગાણ
સિદ્ધ (સં) સાબીત

## પાઠ ૧૮૨ મો.

કરજ-દેવું.
જાળમાંથી-ફાંસામાંથી.
અપ્રમાણિકપણું (સં) જુઠાપણું.
દેણદાર-દેવાદાર,
વિશ્વાસઘાત (સં) ભરોંસો દેઈને મારવું તે
દગલબાજી [ફા] દગો કરવો તે.
લેણદાર-માગનાર

## પાઠ ૧૮૩ મો.

દબદબો(અ)ભપકાથી
માછીમાર-માછીલોક
ઝુંડ-ટોળાં,
ખેડવો-ખેડવું ડોળવો
હેતાળ-માયાળુ વહાલા.

---

## પાઠ ૧૮૪ મો.

સહીસલામત(અ)ખેમ કુશળ.
માહિતગારી-વાકીફગારી.
સામીલ-દાખલ.
અઘોર(સં)બીયામણું
અંગારખાં-ઘઉં, ઈંડાં સાકર નાંખીને કરેલી રોટલી.
ખખડાટ-અવાજ.
ઉરાંગઉટાંગ [અં]એક જાતનો વાંદરો.
દાંતીઆ-ઘુરકીઆ.
પડખામાં-પડોસમાં
હબકી-બીહી.
કુંદો-બંદુકનો પછાડીનો ભાગ.

## પાઠ ૧૮૫ મો.

મલાઈ-મલાકાના રહેવાશી.
દુરબીન [ફા] આઘેની વસ્તુ નજીક દેખાડનાર કાચનો સંચો.
વાવટો-નિશાન.
ઝાઝપર-મોટા વહાણ

પર.
ગાબડુ-ગબચુ.
જળવાસી થયા(સં)બુડી ગયા.
ગરક (આ) ડુબીગયા.
સૂનમૂન-ચુપાચુપ.
દિલાસો (ફા) ધીરજ આપી.
વહાણવટી-નૌકા શાસ્ત્રના જાણનારા.
વખુટું-જુદું.

**પાઠ ૧૮૬ મો.**

ગર્ભવાસ (સં) ગર્ભમાં રહેવું તે.
વહ્યો-વહીગયો
વરણાગીમાં-છેલાઇમાં.
નેહ (સં) સ્નેહ.
કુબુદ્ધિ (સં) નઠારી બુદ્ધિ.
હરાયુ-રખડેલ
છત-દોલત.
જગપાળ (સં) જગતનો પાળનાર.
તારણ [સં] નફો,સાર
ઉપવાયુ (સં) ધ્રુજ ચડે એવો વા.
ગતજ [સં] બુદ્ધિ ગતી
ગાયા-ભજ્યા.
પરિબ્રહ્મ (સં) પરમેશ્વર.
મમે [સં] બાબત ભેદ
વરી-ખપી, વહી.
અવધજ [સં] અંતકાળ, હદ.
ભુંડાઇ-ખોટાપણું.
જગદાધાર (સં) જગતનો ધણી. પરમેશ્વર
અંત્ય (સં) છેવટે
દારૂણ [સં] મોટું.
નયણાં (સં) આંખો.
નિરધાર [સં] નક્કી.
નરક (સં) નરકકુંડ.

## કવિતાની સમજુતી

હે મનુષ્ય તને તારી માતાના ઓધાનમાં નવ મહીના સુધી પરમેશ્વરે રાખ્યો ને તારૂં સારી રીતે રક્ષણ કરયું. એ તારા ઉપર પરમેશ્વરે મોટી મેહેરબાની કરી. એણે તને હમેશાં સુખ આપ્યું તો પછી તેં પરમેશ્વરને કેમ વિસારી નાંખ્યો. તું દશ પંદર વરસનો થયો ત્યાં લગણુ તને સારી રીતે પાળ્યો અને સારી રીતે તારૂં લગ્ન કર્યું તોપણુ તેં એક ઘડી વાર ઇશ્વરને ભજ્યા નહીં ને મનમાં કાંઇ દયા આણી નહીં, ને વળી જ્યારે તું વીશ વરસનો થયો ત્યારે તું તદન વહી ગયો કે મનમાં કાંઈ

ઈશ્વરને સંભાર્યો નહીં માટે હે મનુષ્ય તને તારી માના ઓદ્ધાનમાં. (૧) પચીશ વરસનો થયો ત્યારે તો છેલાઈમાં વાંકો વાંકો ફરવા લાગ્યો. ને મોટાઈથી વરણાગીમાં છાકી રહ્યો છે, ને વળી જ્યારે ત્રીશ વરસનો થયો ત્યારે ઘણા સ્નેહથી સ્ત્રીને પ્રીતિ કરવા લાગ્યો ને મોહીત થઈ ગયો. માટે હે મનુષ્ય તારી-(૨) હે લબાડ માણુસ તેં નાત જાતમાં ખરાબ નામ કહાડયું, અને ધનને વાસ્તે રખડતા ઢોરની માફક ફરીને લોકોને ઠગે છે. ને જ્યારે ચાળીશ થયાં ત્યારે તું ધનથી છેક બેહેકી ગયો માટે હે મનુષ્ય તારી (૩) તારા ઘરના રોજગારમાં તું ઘેલાની માફક મચે છે. પણ ઇશ્વરને તો એક દિવશ પણ સંભાર્યો નહીં, તારા મોટા કામનો તો પારજ આવતો નથી. ને તારી પછાડી સંસારની ભારે બીટંબણા થઈ છે. હવે તારી વય પચાસની થઈ તોપણ તું ઠરીને એક ઠામ બેઠો નહીં. માટે હે મનુષ્ય તારી માતાનો. (૪) દયા, દાન, પુન, જ્ઞાન અને ગરીબાઈ એમાંનું કશુ તારા મનમાં આવ્યું નહીં. પણ તું અહંકારમાં અફળાઈને લોભ લાલચમાં ગરક થઇ ગયો, પછી જ્યારે સાઠ વરસનો થયો ત્યારે તો તારી બુદ્ધિ છેકજ ગઇ પણ કાંઇ સાર કાઢયો નહીં એટલે પરમેશ્વરનું સ્મરણ કર્યું નહી, માટે હે મનુષ્ય તારી (૫) જ્યારે સીત્તેરનો થયો ત્યારે કશુ ભાન રહ્યું નહીં; ને પોતાનો વકકર જતો રહ્યો. અને કુટુંબના માણુસ જરાપણ માનતા નથી તોપણ તું અહંકાર મુકતો નથી અને પ્રભુથી બીનીને સારે માર્ગે ચાલતો નથી ને ઠરીને ડગલું ભર્યું નહી. માટે હે મનુષ્ય તારી માતાના ઓદ્ધાન (૬) ને જ્યારે એંશી થયાં ત્યારે આંખે પણ સુઝે નહીં. ને કાયા થરથર ધ્રુજ્યા કરે ને શરીરે કંપવાયુ પેદા થયો. પણ પ્રભુનું સ્મરણ કરતો નથી; પણ

મૂર્ખ તું માયામાં ઘેરાઈ ગયો અને જરાપણ ચેત્યો નહી. માટે હે મનુષ્ય. [૭] તું ઘરડો થયો એટલે તો તારી શકિત છેકજ ગઇ તો-પણ તેં પ્રભુને યાદ કર્યા નહીં, અને કાંઈ પણ સમજીને દાન પુન્ય તો કર્યાંજ નહીં, અને કંઇ ખરો મર્મ સમજ્યો નહીં, આ રીતે મારૂં મારૂં કરતાં તો નેવું વરસ ચાલ્યા ગયા. માટે હે મનુષ્ય તારી માતાના (૮) આ દુનિયામાં મનુષ્યા દેહનો અવ-તાર ન્હારાં પાપી કૃત્યોનાં પાપથી છુટવાને વાસ્તે પ્રભૂએ આ-પેલો છે, તેમ છતાં સો વરસ પુરા થયા અને અંત વખત આ-વ્યો, તો પણ ભુંડાઇનો ભારજ ભર્યો. આ રીતે તું ભુલો પ-ડયો ને તારી જીંદગી નકામી કાઢી કેમકે પ્રભુને તેં સંભાર્યો નહીં. માટે હે મનુષ્ય તારી (૯) પ્રભુને તેં મનમાં આણ્યો નહીં ને જગતના પેદા કરનાર પરમેશ્વરને તેં ઓળખ્યા નહીં; હવે જ્યારે મરી જઈશ ત્યારે ધરમ રાજાની પાસે બાંધી લઈ જશે તે વખતે તું પડયો પડયો બુમો પાડશે તે વખતે ભયંકર કાળ જોઇને આંખોમાં પાણી લાવશે માટે હે મનુષ્ય(૧૦)પછી તેધરમરા-જાએ તારો હીસાબ જોયો તો તારા નામામાં ઘણી ખોટ દેખાઇ તેથી તને નરકમાં નાંખવાને હુકમ કર્યો, અને કહ્યું ઘણો પાપીછે એ વાત ખરી છે કે ખોટી તે તેને પુછો. માટે હે મનુષ્ય તારી માતાના ઓધાનમાં (૧૧) જ્યારે કાયર થયો ત્યારે ઘણા કાલાવાલા કરવા લાગ્યો અને કહ્યુંકે મને હવે એક વખત બહાર કાઢો, હ-વેથી હું તારૂં ભજન કદી ચુકીશ નહીં એ રીતે જ્યારે કાલાવાલા કર્યા ત્યારે દયારામ કહે છે કે તારો પ્રભુએ ફરીથી હાથ ઝાલ્યો ( નર્કમાંથી છુટો કર્યો ) માટે હે મનુષ્ય તને તારી માતાના ઓ-ધાનમાં નવ મહીના સુધી ઇશ્વરે રાખ્યો. [૧૨]

**પાઠ ૧૮૭ મો.**

જલદ (ફા) ઉતાવળો
પદાર્થ—ચીજ.
તેજસ્વી [સં] તેજદાર
બિંબ [સં] પડછાયો. સૂરજના કિરણોનું ગોળ ધાબું.
પ્રકાશિત [સં] તેજવાળો.

**પાઠ ૧૮૮ મો.**

ક્લેશ (સં) કજીઓ,
લેશ (સં) લગાર.
લક્ષ્મી [સં] પૈસો, ધન
કૌરવ (સં) દુર્યોધન રાજાના ભાઈ, એ બધા મળી કુલ સો હતા.
પાંડવ [સં] પાંડુ રાજાના દીકરા તે પાંચ હતા.
ખંડી [સં] મારી નાંખ્યા, નાશકીધા.
છંડી—છોડી.
દિલ્લીપતિ—દિલ્લિના રાજા.
સુલતાન (આ) પાદશાહ,
પરિપૂર્ણ [સં] સંપૂર્ણ.
કોશ [સં] ભંડાર
શત્રુતા [સં] દુશ્મનાઈ
સુખવંત (સં) સુખી.
શાખ—આબરૂ.
છડીધર—ચોપદાર.
બિરાજતા—બેસતા
આયુષ્ય (સં) આવીષ્ય, આવરદા.
રિદ્ધિ (સં) ધન, દોલત
ઉપભોગ (સં) ભોગ લેવો તે.
ઈંદ્રપુરિ (સં) ઈંદ્રરાજાની નગરી.
અનુસાર (સં) મળતી
કોટીધજ [સં] લખેશરી.
મર્દ (ફા) માણસ, નર, પુરૂષ.
ગર્દ—ધુળ,
દાર—ઠેકાણું.
જીવત (સ) જીવતર, જીંદગાની
ચરણ [સં] પગ.
ત્રિલોક (સં) સ્વર્ગ મૃત્યુ ને પાતાળના લોક.
હસ્ત (સં) હાથ.
કરણ [સં] કાન.
અભાગી [સં] ભાગ્યહીણ. કમનશીબવાળી.
ઈષ્ટિ (સં) સત્ય, આકીનવાંળો,
આયુ [સં] આયુશ, આવરદા.



## કવિતાની સમજુતી.

સંપથી સુખ ઉપજે છે ને સંપથી ક્લેશ નાશ પામે છે, જેના ઘરમાં સંપ નથી તેને લેશ માત્ર સુખ હોતું નથી, તે વા-

સ્તે હે ભાઇ હું તને મનમાં ઉમંગ આણીને કહુંછું કે પૈસાનો લોભ છોડી દઇ સંપની સોબત કરે. [૧] જુઓ કે પૈસાનેસારૂ કૌરવ પાંડવે સંપની આશા છોડી તો તેઓનો કુળનો મૂળમાંથી નાશ કીધો, તેવીજ રીને ઘણા હિંદુ રાજ સંપ તજવાથી જતાં રહ્યાં. ને દિલ્લીના મુસલમાન પાદશાહો કે તેઓના ઘરમાંથી સંપ ગયો. તેથી ત્યાં ફુટ થવા લાગી, ને વળી કોઈ માણસને અતિશય દોલત મળે પણ સંપ વગર કદી સુખ થાય નહિ. જે ઘરમાં અતિશય કુસંપ હોય તો મોટા માણસને પણ મરવું સારૂં લાગે. (૨) જે પુરૂષને ઘેર દ્રવ્યનો મોટો ભંડાર હોય તેને સભાની અંદર ઘણું માન મળે છે પણ જેના ઘરમાં સંપ હોતો નથી તેના ખરાબ હાલ થાય છે. રોગી શરીર, માથા ઉપર દુશ્મન, અને દોલત એતો આવે છે ને જાય છે. પણ જો કુટુંબમાં સલાહ સંપ હોય તો ત્યાં હમેશાં ટાઢક રહે છે. ઘણા માણસ પૃથ્વી ઉપર પૈસા શિવાય સંપથી તેઓ સુખી છે, દુનિયામાં તપાસ કરીશું તો ઘણા લોકોનો મત એજ પ્રમાણે આવશે. (૩) જેના મુખ આગળ છત્રથી છાંયા થતી અને ચોપદાર શોભતા, ને જે રસીઆ હાથીનાં હોદ્ધામાં બેસતા, વળી જેના ભાગ્યમાં આવરદા, અને ઘણી દોલત ભરેલી, તે પણ એક દિવશ ઉછળતી આગમાં સુતા (મરી ગયા) ઘણો મોજશોખ ભોગવીને તેમાં મોટું સુખ માનતા ને યોગ કે અયોગ લગાર પણ જાણતા નહીં, ને જેણે ખજાનામાં ને ખાણમાં કરોડો રૂપીઆ કીધા, તે સઘળા પણ લાંબી સોડ તાણીને (મુસલમાન મસીદમાં, ને હિંદુ મસાણમાં) સુતા. જેવી ઇંદ્રરાજાની નગરી તેવી નગરી શોભામાં હતી, ને કરોડો રૂપીયાના ધણી, એવા શાહુકારો મોલમાં બેઠા બેઠા ગાજ્યા કરતા હતા, અીઓ પણ ગુણવાળી ને

મરદ પણ મોટા ગુણવાન હતા. તે બધા કોણ જાણે કયે ઠેકાણે રજકણમાં મળી ગયા. માટે હે મારા દોસ્ત આ વાત તમે વિચારો, ને હે ભાઇ સ્વચ્છ થઇને દુષ્ટ મટી જાઓ ને જીંદગાનીનું ફળ જાણીને પ્રભુની ભકિત કરો, ને હિમ્મત ને હવે આણીને તેનું ધ્યાન ધરો. (૪) ઇશ્વરના મરણનું સ્મરણ કરવું એ ભાઈ સારી રીત સાચી છે, તે સિવાય ત્રણલોકમાં કરોડ વાત હોય તે બધી કાચી છે; હે દયાવાન હાથ, પગ, કાન, નાક, એ બધું તેં કરયું. ને આંખ, મોં, દાંત, આપીને જ્ઞાનનું દાન આપ્યું. ખાનખાનની ઘણી ચીજો આજે એજ આપે છે. અને ભૂખ, તરશ, તાપ, ટાઢ, દુઃખ સર્વે એજ કાપે છે. તે [ પરમેશ્વર ] તને ઘડી ઘડી યાદ લાવે છે પણ તું હીણભાગ્ય તેથી તેં તારા ઈષ્ટદેવને ભણ્યો નથી. હે જીવ તું વિચારીને જો કે જન્મ પામીને તું શું શું પામ્યો ? ભકિતની વાત તો તેં જાણી નહીં ને પાપરૂપી કચરો (જામ્યો) એકઠો કર્યો પણ હજુ ઉપાય છે તે થાય તો ઘણું સારૂ, કારણ કે જે ઘડી જાય છે તે તારા આયુષમાંથી ઓછી થાય છે. (૫)



**પાઠ ૧૮૯ મો.**

ગ્રહ (સં) તારા.
બદ [સં] મરમ, પ્રકાર

**પાઠ ૧૯૦ મો.**

ઉમેદ—આશા, ઇચ્છા.
ફુએડ—ગંદી, જેના કામમાં કશો ભલીવાર નહીં તે.
સંતાપે—દુઃખ દે.
કુથલી—ચોળા ચોળ, જુઠી સાચી વાત કરવી તે.
નજીવી [સં] જીવ વગરની.
ફફડવા—લવવા.
ખગોળ—આકાશવિદ્યા

**પાઠ ૧૯૧ મો.**

ગજા પ્રમાણે—શાકત-પ્રમાણે
વહુવારૂ—છોકરાં છૈઆની વહુવો.

ખાસુપા (ફા) અફસુસ.
કુલક્ષણ (સં) નઠારા આચરણ.
મહા પંડિત (સં) મોટા વિદ્વાન.
વાદમાં (સં) સંવાદ કરવો તે, દલીલમાં.
લક્ષ (સં) ચીત.

**પાઠ ૧૯૨ મો.**

ગ્રહણ [સં] પૃથ્વીની છાંયા સુરજ કે ચંદ્ર પર પડવાથી પુનમે કોઈ વખતે ચંદ્રને અમાસેસુરજતે રૂપમાં જણાયછે તે.
ખગ્રાસ [સં] ગ્રહણથતી વેળા ચંદ્ર બધો ઘેરાય છે તે.
સૂકત [સં] છુટયું.
કંકણાકાર (સં) કંકણના આકારે.
અપારદર્શક (સં) જેમાંથી આરપાર જોવાય નહીં તે. (અ—પાર—દર્શક.)
શેરડો—લાંબો પડછાંયો.

અપૂર્ણ (સં) પુરૂ નહીં તે, ઓછું.

**પાઠ ૧૯૩ મો,**

સ્વપ્રકાસ (સં) પોતાનું અજવાળુ પડે તે.
પરપ્રકાશ (સં) પારકાનો પ્રકાસ (પર—પ્રકાશ)
પરાવર્તન (સં) ફેંકેલુ પાછું વળી આવે તે
લેખે—પ્રમાણે. હિસાબે
વરતારો—વિચાર અડસટો.

**પાઠ ૧૯૪ મો,**

ચાટલામાં—દર્પણમાં.
સ્પષ્ટ (સં) ઉઘાડુ.
પ્રતિબિંબ (સં) પડઘા. પડછાયો.
પતનકિરણ [સં] પડતાં કિરણ.

**પાઠ ૧૯૫ મો.**

વક્રીભવન (સં) વાંકુ વાળવું.
લેન્સ—આઘેની વસ્તુ પાસે દેખાય વગેરેના ગુણના.
પ્રયોગ [સં] ઉપાય અજમાસ.
તિરકસ—જે લીટી આડીકે ઉભી નહી પણ ઝોલાખાતી હોય તે.

**પાઠ ૧૯૬ મો.**

સ્ફટિક (સં) એક જાતનું મણી છે.
દ્રષ્ટિજ્ઞાનતંતુ (સં) જે વડે જોવાનું જ્ઞાન થાય છે તે.
સુલટો—સવળો. સીધો.
અવલોકન (સં) તપાસવું, વિચારવું.
ચુંચળો—ટુંકી નજરવાળો.
કમકૌવત [ફા) ઓછુ કૌવત, કમજોર.

**પાઠ ૧૯૭ મો.**

જળહળ—ઝગમગ.
જ્યોત [સં] દીવા.
અદભૂત (સં) બારે. અજબ તરેહના.
નિરંજન (સં) નહીં દેખાવવું તે.

અવિનાશી (સં) જેનો નાશ નહીં તે.
અવનિઓ (સં) પૃથ્વી.
ભગવત (સં) પરમેશ્વર
ઐશ્વર્ય [સં] ઈશ્વરપણું
જર્ણકણ (સં) રજ.
પ્રીયકાર (સં) પ્યાર, રાખવા જેવો.
સર્વજ્ઞ (સં) સઘળું જાણનાર.
અજ્ઞ (સં) જાણીતું નહી તે, અજાણ્યું,



# કવિતાની સમજુતી

—oOo—

આ દુનિઆમાં રહેનાર માનવી તું ઊંચે આકાશ તરફ જો અને ત્યાં ચળકતા તેજદાર ગોળાઓ ઝગમગ તેજથી ચળકે છે તે જો. વળી ખરેખાત આશ્ચર્ય પામીને ઘણો વિચાર કરીને તું તેના પેદા કરનારની ખરા સ્નેહથી પૂજા કર, સઘળાં કામના બનાવનાર ધણીના અજાયબ જેવાં ઘણાંક કામો છે, તેમાંનું એ પણ એક નવાઇ પમાડે એવું છે. આ જગોએ ઊભો રહીને જો કે તેજના ગોળા અથવા તારારૂપી અક્ષરથી નિરંજન [માયામાં જે જણાતો નથી] એવા દેવનું નામ લખ્યું છે તે તારાથી વંચાય છે? નાશ ના પામે એવા તેજના જે આ દીવા તે દેખાય છે તે તું રાત્રે ગણી જો કે તારાથી ગણાશે? જે તારા તારી આંખોને તેજ આપે છે તે પણ જેના ઉપર તું રહેછે તે પૃથ્વી છે, તેને પણ પ્રભુ પાળે છે. એ આકાર ફક્ત આપણાજ વાસ્તે બનાવ્યાં છે એમ નહિ સમજવું; ને ત્યાં પણ ઘણી વસ્તી છે, ને તેનો ધણી પણ ઇશ્વર છે ત્યાંના હજારો માણસ કોઈ સુખી ને કોઈ દુ:ખી હશે, કોઈ પુન્યવાન તેમ કોઇ પાપી પણ હશે; તેમના મનમાં હરખ તેમ શોક પણ હશે; પણ ત્યાં પ્રભુની ભક્તિ

ના વખાણ પણ તે કરતા હશે, એ પરમેશ્વરના તરેહવાર કામ થી કોઈ અજાણ્યા નહીં હોય. વાસ્તે હે માટીના માણુસ તું તો એક ઘાસના તણખલા બરોબર છે. તારો ભાર પાણીનો જીવ-ડા અને રેતીની રજ કરતાં પણ ઓછો છે તે તું કેમ વિસારી દે છે. તોપણ તું ધૈર્ય રાખજે શાથી કે જે જગતનો પેદા કર-નાર ઘણો વહાલો પિતા [પરમેશ્વર] તે તને સાચવે છે, તેથી તું દરરોજ ધિરજ રાખ, કારણ કે સઘળું જાણનાર પ્રભુ જ્ઞાનરૂપી નજરથી તને દેખે છે, તેનું લગાર પણ અજાણ્યું નથી. (એટ-લે તેને સઘળી પળપળની ખબર છે); માટે ડરી ડરીને ચાલવું, ફરી ફરી સારાં કામો કરવાં અને સબુરી રાખીને હેતથી પ્રભૂ-ને ભજવો, એવું વારંવાર દલપતરામ કવિ કહે છે.

——oOo——

**પાઠ ૧૯૮ મો.**

ભુખાળવા—ભૂખવાળા

કટલ (અ), નાટીલ્સ(અ) } માછલીનાં નામ છે.

**પાઠ ૧૯૯ મો.**

અળસીઆ—ચોમાસાની રૂતુમાં પેટમાં ચરમ થાય છે તેવાં જીવડાં.

કાલુમાછલી—બે જોડા વળી છીપોનાં જોટ-કાં.

**પાઠ ૨૦૦ મો;**

રાહે (આ) રીતે.

બેકાયદે [ફા. આ] વ-ગરકાયદે, ધારાથીઉ-લટી રીતે.

વગ—લાગ, તક.

ફોજદાર (આ. ફા)ફો-જનો ઉપરી કોટવાલ

મુનસફ (આ) દીવાની કામનો ફેંસલો કર-વાને નીમેલો અધિ-કારી.

**પાઠ ૨૦૧ લો.**

નીવડયા—નીકળ્યા,પા-કયા.

જીદ (ફા) તકરાર.

બહોળા—મોટા.

બેઆબરૂ—બેહુરમત, બે ઇજત.

**પાઠ ૨૦૨ જો.**

ઘાતકી (સં) નિર્દય.

પ્રખ્યાત(સં)નામીચો વખણાયલો.

ઇજીપ્ત [અં] મીશર દેશ.

**પાઠ ૨૦૩ જો.**

જાપ્ત [આ] કબજા.
મિત્રાઈ (સં) દોસ્તી
તાબડતોબ—તુરતો તુરત.
નામદાર[સં]નામીચો.

**પાઠ ૨૦૪ થો.**

મહાકષ્ટ (સં) મોટું દુઃખ.
તખ્ત (ફા) ગાદી.
ઓહ્દો (આ) દરજ્જો.
શરણે—તાબે.

**પાઠ ૨૦૫ મો.**

કુમક (ફા) મદત.
દોઆબ (ફા) બે નદીઓ ઉપર આવેલો પ્રાંત (દો—આબ)
કરાર (આ)બંદોબસ્ત

**પાઠ ૨૦૬ ઠો.**

ઉશ્કેરીને—ચડાવીને.
ગવર્નર [અં] સુબો.
ભાંજગડ—પંચાત, તકરાર.
વૈભવ [સં] સુખ.

**પાઠ ૨૦૭ મો.**

હસ્તગત (સં) હાથમાં લેવો તે,
તૃપ્તિ [સં] સંતોશ.
વહીવટ—કારભાર.

**પાઠ ૨૦૮ મો.**

આનંદ (સં) હર્ષ,
ભયા—થયો.
વસુ—પૈસો.
પદાભિષેક [સં] ગાદીએ બેસતા વખતની ક્રિયા.
માંગલિક (સ) મંગળીક, સુખકારી.
ઉપમાન—મુકાબલે.
અટપટ—માંડીવાળી.

ઉલટ—ઉલટો
શરદ (સં) ઠંડી,
સહસાજ—સાજ સહિત સામાન સહિત.
પરદુઃખભંજન [સં] પારકાનું દુઃખ ભાગનાર.
દિગવિજય (સં) સઘળી દિશામાં જીત કરવી તે.
નિપુણ (સં) પ્રવીણ.
સબળા (સં) બળવાન.
પંચતંત્ર (સં) પાંચ તંત્ર.
ઔદાર્ય (સં) દોલોજીવ
આચાર્ય (સં) ઉત્તમ.
વાદ્યના—વાજાંના.



## કવિતાની સમજુતી.

---

સાબાશ છે વિક્ટોરિયાના જન્મને, અને જન્મની ઘડી; પ-

ળી, વાર. સને ૧૮૧૯ ના મે મહીનાની ૨૪ મી તારીખને પણ સાબાસ છે. અને ૧૮૩૭ ના જુન મહીનાની ૨૦ મી તારીખે રાજ્યાસન પામીને તે ગાદી ઉપર બેઠી તે દિવશને પણ ધન્યછે. અને સને ૧૮૩૮ ના જુન મહીનાની ૨૮ મી તારીખે તેને રાજ્ય ઉપર બેસાડવાની ક્રિયા કીધી તે વખતને પણ ધન્ય છે. ધન્ય છે વિક્ટોરિયાને ધન્ય છે. અને આજે રાજ્યાસન ઉપર બેઠાનો દિવશ તેને પણ સાબાશ છે. વાસ્તે દેશ સુધારવાના સારા કામમાં એનો જય થાઓ. રાણીના ગુણનું વરણુન કરતાં કવિ પણ હારી જાય છે, એની સાથે કોઇનો પણ મુકાબલો થાય તેમ નથી. શાથી કે એની બરોબરીનું કોઇ નથી, અને આટલી વાત કહીને બંધ રહેવું એથી આપણું મન સંતોષ પામતું નથી, ઉલટો હરખ વધે છે. તે ઝરણ (રસ) સારા માણસો લો આજકાલ દુનિયામાં ઇંગ્રેજ લોકોનું રાજ્ય છે અને સઘળા દેશોમાં તેની ફતેહ કહેવાય છે, એ કાંઇ નબળાનું કામ નથી. શરદ રૂતુમાં જેમ નિર્મળ પાણીમાં કમળનું ફુલ શોભે છે, તેવીજ રીતે સુધરેલા રાજ્યોમાં ઈંગ્રેજનું રાજ્ય શોભે છે. રાણી કમળના જેવી (રૂપવંતી) છે. તે પૃથ્વીમાં સઘળે પ્રખ્યાત છે. તે બીજાનું દુઃખ નાશ કરવાનું ઔષધછે (મતલબ કે બધાનું દુઃખ ભાગેછે). અને તે સઘળાને રાત દિવશ સુખ દે છે. બધી દિશા જીતનારી વિક્ટોરિયા તેના સરખી આજ કોઇ નથી. સુખ અને દોલતનો વરસાદ વરસાવી મેઘરાજાની જાણે લાજ રાખતી હોય તેમ ચાલેછે, રાજ્ય કામમાં ઘણી માહિતગાર ને કુશળ છે, તે સંપથી બધા દેશોમાં પોતાની આણ ચલાવે છે. બાલ્યાવસ્થામાં તે વિદ્યા ભણી જોરાવરને કમજોર, તેમજ રાજ્યની બધી તરેહ તરેહના લાયક કામોને સારી રીતે સમજ છે. તે પંચતંત્ર [આ નામનો

ગ્રંથ છે જેને પંચોપાખ્યાન કહે છે) તેમાંથી નીતિ શીખીને ક્ષમા, શૂરવીરપણું અને દોલાપણું ધરાવનારી છે, તે ઉંચા કુળમાં અવતરી છે ને ધર્મ સબંધી સારા ગુણો તેણે પ્રાપ્ત કર્યા છે, પોતાને શરીરે તે ઘણી મહેનત કરે છે ને ટાઢ તડકો ખમે છે, તેમજ લશ્કર અને વાજાના નાદથી તે ડરતી નથી. તે પોતાના વચન પ્રમાણે ચાલે છે અને પાપથી તે વેગળી રહે છે, અને પોતાની રૈયત, દોસ્તદાર, અને સગાં વહાલાં તેમને તે ઘટતું માન આપે છે.

---

**પાઠ ૨૦૯ મો.**

રિપુ (સં) શત્રુ.
કદર [આ] બુજ.
વરવેર–ધણી સાથે.
સંતતી (સં) છોકરાં
અમળા–દોષ વગરની.
કમળા–લક્ષ્મી.
આશ (સં] આશા.
સંવારા–વેળાસર.
બુદ્ધિવર્ધક (સં) અકકલને વધારનારી.
સભા–એ નામની મુંબાઇમાં સભા છે



## કવિતાની સમજુતી

—o—

અવગુણી પુરૂષ અને ગુણવંત પુરૂષ દુશમન અને મિત્ર એઓને બરોબર પારખીને તેના મનમાં વિચારો તે લાવે છે. ગુણવાન પુરૂષની બુજ જાણીને તે તેની ફરજ બજાવે છે. વિદ્યા, હુન્નર અને સત્ય વાતને મળતી રહેછે, અને સૌના હકો જાળવીને તે પોતાના કુળને શોભા આપે છે. વળી તે ઘરમાં સારી રીતે ચાલે છે તે પોતાના વર સાથે સંપથી ચાલે છે. (હમણા તેનો વર મરી ગયો છે) ધણી ધણીઆણીની રીતને સમજી ને તે અણબનાવ રાખતી નહીં. તેને છોકરાં ઘણા છે અને

રમાં ઘણો સંપ છે, અને પોતાના કુળના આચાર વિચારોની રીવાજ તેમને સારી રીતે લેખવતી હતી. આ સમજીને તેજ ળ કાંઈ કમ નથી, સારા બળવાળાને પણ તે બળાવીળુ કરતી, દોષ શિવાયની લક્ષ્મી જેવી ને છે અને વિચારમાં તે હંમેશ છે. તેના દેશને, તેના લોકને, તેના શરીરને શાબાશ છે ને તેના ગુણને પણ ધન્ય છે કે તેનું રાજ સદા કાયમ રહો.

ઈશ્વર ઇચ્છાથી આજે આવો સારો વખત આવ્યો કારણ કે રાણીનું સારૂ રાજ્ય થયું તેથી ઘેરેઘેર સઉની ઇજ્જત રહીછે, જો પરમેશ્વરની મેહેરબાની હોય તો સર્વ જાતનું સુખ થાય અને ઘણો આનંદ થઈ રાણીથી આપણા દેશીઓને લાખો પ્રકારનો લાભ થાય. સઘળા ગુણથી પુરી એવી આ વિકટોરિયા પોતાની રૈયતને હેતથી પાળીને તેમની આશા પુરી પાડે છે.

ઘણાક વખાણથી રાણી ઘણી શોભે છે, તે દળદરને હાંકી મુકી આપણા તરફ પ્રેમથી જુએ છે; વળી દેશને સુધારવાના લાયક ઉપાયો કરી તે તપાસ કરશે. તેથી તમો સઘળા સારી વાણી બોલો; હે રાણી તારા ભલાને માટે જય જય થાઓ અને હિંદુની સઘળી બીકનો નાશ થાઓ.

બુદ્ધિવર્ધક ( નામની સભા મુંબાઈમાં છે ત્યાં આ કવિતા વાંચેલી માટે આ નામ લખ્યું છે. ) તે આ ઠેકાણે સર્વને અરજી કરે છે કે રાણી વિકટોરિઆનો સઘળા માણસો જય જય કાર બોલો.

——०()०— —

## પાઠ ૨૧૦ મો.

ભરતીઓટ—પાણીનું આવવું તથા જવું તે.
નડે—હરકત કરે.

તિથી—મીતી.
આકૃતિ—આકાર,

**પાઠ ૨૧૧ મો.**

વિધવા[સં] રાંડેલીસ્ત્રી
જમાનો [આ] વખત.
અડસટો[હિં]આશરો
અબળા (સં) અનાથ.
ઝાંખી—દરશન.
વરજાવે (સં) તજાવે.
પુનરવિવાહ (સં) ફરીથી લગન કરવું તે.
નિબંધ (સં) વિષય.

**પાઠ ૨૧૨ મો.**

ઉષ્ણતા (સં)ગરમી
કરા—બરફના કકડા.
અફાળીએ—પછાડીએ
રસાયણી સંયોગ[સં] રસાયણ પદાર્થનું બીજા સાથે મળવું તે.
પૃષ્ટવાળા (સં) પડવાળા.

**પાઠ ૨૧૩ મો.**

વાહક [સં] લઈ જનાર.
મંદવાહક (સં) ધીમેથી લઈ જવું તે.
મસોતાં—મેલાં ફાટેલાં ચીંદેડાં.
નવેણુ—રસોડુ, જગ્યા.

**પાઠ ૨૧૪ મો.**

ઘેરાવો—પરીઘ ઘેર.
ઉષ્ણતામાપક (સં)ગરમી માપવાનું.
ચક—જાળવાળો પડદો.

**પાઠ ૨૧૫ મો.**

પ્રતિબંધ [સં] રોકાણ અટકાવ,
મોતીઆ—પાણીની ઝીણી ઝીણી ફુરકો
ઘાટ—પર્વત.

**પાઠ ૨૧૬ મો.**

લંબવર્તુળ (સં) ઈંડાના જેવો આકાર.
અર્ધપારદર્શક (સં)અડધું પડધું આરપાર દેખાય તે. [ અર્ધ-પાર દર્શક )

**પાઠ ૨૧૭ મો.**

આકાશગંગા [સં]આકાશમાં જે અગણિત તારાનો જથો તે.
રાશીમંડળ [સં] રાશીચક્ર.
નક્ષત્ર (સં) મૃગસર, આદરા વગેરે વરસના સત્તાવીસ છે તે.
અસંખ્યાત [સં) અતિશય ગણ્યા નહીં તેટલા.

**પાઠ ૨૧૮ મો.**

પ્રભાત (સં) પરોઢીયું વહાણું.
અધમ [સં] પાપી
ઉદ્ધાર (સં) મોક્ષ.
ઉપદિત (સં) ઉગેલો.
આદિત્ય [સં] સૂર્ય
હીમ—ઘણી ટાઢસોનું.
મુલ્લાં (આ) મુસલમાન લોકનો ધર્મગુરૂ તે.
બાંગ [ફા] પોકાર મસજીદમાં પોકારીને પ્રાર્થના કરવી તે.
સ્નાન [સં] નહાવું.
પદમ—કમળનુ ફુલ.
પતિત [સં] બીડાઇ ગયું.

પોયણી—એક જાતના ફુલ.
બગ—પક્ષી, બગલાં
મહિઆરીઓ—દહિવેચનારીઓ.
ધનુર્વિદ્યા (સં) તીર મારવાની વિદ્યા.
વાજીંત્ર [સં] વાજાં.
સંતાન (સં) છોકરાં.
રંડા [સં] રાંડ, ખરાબ બાયડી, સ્ત્રી.
શ્રીમંત—બુદ્ધિવાન,
સીધે—પાર આણે.
આધે—અડધે.
આરોગ્ય [સં] કુશળ.
કાવ્ય (સં) કવિતા,
કલ્લોલ—આનંદ, ગમત વિચાર.
તરીએ—પાર પડીએ.



# કવિતાની સમજુતી

—o()o—

વહાણુામાં માબાપ છોકરીને કહે છે કે રાતવીતી ગઈ વાસ્તે ઉઠ, અને પાપીનું કલ્યાણ કરનાર અને દુનિઆનો પેદા કરનાર (ઈશ્વરમાં માયા કર. વેગળેના અને નજીકના મરઘા બોલ્યા અને રાજાની કચેરીનાં બારણા ઉઘાડયા છે. લોકો જાગ્રત થઈને ધંધે લાગ્યા અને દેવલોમાં ઘંટ વાગવા માંડયાં છે. વહાણુામાં માબાપ (૧) આકાશમાં સૂર્યનો પ્રકાશ માલૂમ પડે છે અને ચંદ્રનું અજવાળુ નાશ પામ્યું છે. અને ઠંડથી જે ઠરેલું પાણી [બરફ] તે ગળીને વહેવા માંડયુ છે. વાહાણુામાં માબાપ (૨) ચકલી ચકચક કરી બોલે છે, કાગડા કાકા કરેછે, હંસ, મેના ને પોપટ એ પક્ષિઓ મધુર રાગથી બોલે છે; કોઈ સવારનો રાગ એટલે પ્રભાતીઆં ગાઈને ખુશી થાય છે, અને ગાયો અને ભેંસોને ચરવાને છોડી મૂકે છે ( અર્થકે હવે પહાણું વાયુ ) વહાણુામાં માબાપ (૩) વળી ઘંટાએ દળવા બેસે છે. તે વખતેજ અવાજ થાય છે, તે જોરથી સાંભળ અને મસીદમાં મુ-

સલમાન લોકનો ધર્મગુરૂ [મુલ્લાં] બેચીન બાંગ મુકે છે ( પ્રાર્થના કરે છે ) બાયડીઓ નદીમાં સ્નાન કરીને પાણી ભરીને જાય છે, અને નદીમાં કોઇ નહાય છે. વહાણુમા માબાપ (૪) વળી તું દીવો જેકે તેનું તેજ ઝાંખુ થઇ ગયું છે, ને ચોરને ઘુવડ પક્ષી સંતાઇ ગયાં છે, [કારણ કે ચોરથી સવારે ચોરી ના થાય ને ઘુવડથી દહાડે ના દેખાય ] કમળ પ્રફુલિત થયાં છે. ને ચંદના પોયણી તે બીડાઈ ગયાં છે. અને બગલાં અને ઠગ લોક (પોતાના શીકાર માટે) નદી કીનારે જઇ બેઠાં છે. સવારમાં માબાપ (૫) ખેડુત લોકો ખેતી કરે છે, સોની સોનુ ઘડે છે. લુહાર લોઢુ ઘડે છે, અને કંસારા કાંસુ ઘડે છે. મરી ગયેલાં માણસ ને તેનાં ઘરની સ્ત્રીઓ મોં વાળી ને સવારમાં રડેછે પણ તેની આંખોમા બિલકુલ આંસુ દેખાતાં નથી. વહાણુમાં મા બાપ (૬) સ્ત્રી પુરૂષો ઉઠયાં અને તેમની બારીઓ ઉઘડી ને દહિવાળીઓ દહિ વલોવે છે તે તું જો, વળી જો કે રસ્તેથી મુસાફરો જાયછે. ને જ્યાં પાણી છે, તળાવ, કુવા, નદીઓના આરાપર ધોબીઓ લુગડાં ધુએ છે, વહાણુમાં માબાપ (૭) રાજદરબારમાં વાજા વાગે છે. સીપાઇઓના પેહેરા બદલાય છે. સડકોપર પાણી છંટાય છે. અને રાજા ઉદ્યાનમાં જઇને બેઠા છે. વહાણુમાં મા બાપ (૮) કુળવાન સ્ત્રીઓ પોતાના બાળકને જોતી અને મુખે મીઠા બોલ બોલતી ઉઠી છે, પણ દરિદ્રી ને સુસ્ત સ્ત્રી કંકાસ કરતી, પોતાના છોકરાંને મારતી, અને ધણીને ધમકાવતી ઉઠી છે, વહાણુમાં માબાપ (૯) અકકલવાન પૈસાદારો દાતણ કરીને નહાઇને સવારે સારી ખુશબો સુંઘે છે; પણ આળસુ, બેવકુફ, અને અફીણીયા હોય તે એ વખતે ઘણું ઊંઘે છે. વહાણુમાં માબાપ (૧૦) આ વખત ઉઠીને કાંઇ પણ શીખવા માંડે તો

તે આઠ કે દશ મહિનામાં પોતાની મતલબ પાર પાડે; જો ખુ-લ્લી હવામાં ફરે તો ૭ મહીનામાં શરીરે સાગે નીરોગી થાય. વહાણામાં માબાપ. (૧૧) વળી જે કામ ભૂલી ગયા હોઇએ તે પણ આ વખતે સંભાળીએ તો યાદ આવે; અને કવિતાનું જે કઠણ કામ તે પણ કવિ દલપતરામ કહે છે કે આવડે. (વાસ્તે ઉઠીને ધંધે લાગ) વહાણામાં માબાપ છોકરીને કહેછે. (૧૨)



**પાઠ ૨૧૯ મો.**

કરોડ—બરડાની વચ્ચે-નું સીધું હાડકું.
ઝુમખા—લુમખા.
જળો—એક જાતના ખરાબ લોહી ચુશી લે-નાર જીવડાં.

**પાઠ ૨૨૦ મો.**

અણિદાર—અણીવાળાં.
જંતુ (સં) જીવડાં.
પાંખાળા—પાંખવાળાં.
ડાંસ—મગતરાં.

**પાઠ ૨૨૧ મો.**

ચિંતા (સં) સોશના.
ગણિતશાસ્ત્ર [સં] આંકડા ગણિને હિસાબ ગણવાની વિદ્યા.
ચોઘડીઉ—ચાર ઘડીનો વખત.
ખંડન (સં) ભંગ, રદ.
વ્યતિપાત—, વૈધૃત—, સંક્રાંત— યોગનાં નામછે.
ભવિષ્ય [સં] આવતો વખત.
બ્રહ્માંડ (સં) દુનિઆ.

**પાઠ ૨૨૨ મો.**

કાર્ય [સં] કામ,
સંયોગ (સં) ભેગા થવું. મેળાપ.
ઘર્ષણ (સં) ઘસાવું.
બિલોરી—હાંડીની જાતનો કાચ.

**પાઠ ૨૨૩ મો.**

ચિરાડા—ફડચા
હિકમત—યુક્તિ.
લકવો, સંધિવા — શરીરના અવય રહી જાય એવા એક જાતના વાનુંના નામછે.
લોહચુંબક (સં) લોઢું ચુશી લેનાર ચમક.

**પાઠ ૨૨૪ મો.**

ઇલેકટ્રિક (અં) વિજળી
ટેલિગ્રાફ (અં) સંદેશો.
ડાગ—ટપાલ.
બાટરી [અં] વાગતાં ઘડીઆળના જેવો તારની મારફતે ખબર કરવાનો સંચો.

**પાઠ ૨૨૫ મો.**

હોકાયંત્ર (સં) વહાણુ-માં દિશા જોવાનો સંચો.
બતક- એક જાતનું પક્ષી.
યંત્રરચના(સં) સંચા-ની ગોઠવણી.

## પાઠ ૨૨૬ મો.

જાસ્તી [આ] વધારે, વિશેષ.
પંચકડા—પાંચ આંકડા
એકત્રીશો— એકત્રીશ માત્રનો છંદ.

## પાઠ ૨૨૭ મો.

સદ્ગુણી (સં) સારા ગુણવાળી.
ઈનામ (આ)શરપાવ.
ઉપરાંત—આથીવધારે આ સિવાય.
નમાયાં—માવગરના.
શાંતરૂં—રસોઈની સામગ્રી તૈયાર-કરવીતે.

## પાઠ ૨૨૮ મો.

કીકો—નાનો છોકરો
ધારેડો—કંકાશીઓ.
વ્યર્થ (સં) ફોકટ.
વર્તમાનપત્ર [સ) નવીન ખબર મળે એવો છાપેલો કાગળ.

## પાઠ ૨૨૯ મો.

પુસ્તકશાળા (સ) પુસ્તકનો ભંડાર.
અનિશ્ચિતપણે (સ)નિશ્ચય કર્યા વગર.

## પાઠ ૨૩૦ મો.

ક્વચિતજ(સં) ભાગ્યે.
ચેળ—ખુજલી.
ટોપ—કૂતરાના કાન.
વિચિત્ર (સં)તરેહવાર
સક્ષેપ[સં] ટુંકાણ.
ખુબી(ફા) લીલા, હિકમત કરામત.

## પાઠ ૨૩૧ મો.

પીલા—ફણગા.
વિસ્તાર (સં) પરિવાર
દીપમાળ[સં) દીવાની હાર

## પાઠ ૨૩૨ મો.

પાસિફિક (અં) મહાસાગરનું નામ છે.
સફેતો [ફા) ચાક.
અનંતકોટી (સં) હજારો, કરોડ.

## પાઠ ૨૩૩ મો.

ગર્થ (સં) પૈસા
ગાંઠવો—સંગ્રહ કરવો
મનન(સં)તોલવિચાર
પરજન (સં)પારકુ માણસ.
પ્રભુપદજ્ઞાન[સં) પ્રભુના ગુણ વિષેનું જ્ઞાન.
જનકૃત (સં) મનુષ્યનાં કરેલાંકામ(જન-કૃત)
પ્રભુકૃત [સં) પરમેશ્વરના કરેલા.
સુપેર—સારી રીત.
શશી—ચંદ્ર.

# કવિતાની સમજુતી

—o—

આ નિતીની વાત ભણનારા વાંચો, અને તેનો ઘણો ઘણો વિચાર કરીને સારા ગુણો સોધો, તમે વિદ્યા શીખીને ભણી ઉતર્યા (પાર પડયા) એમ કદી મોઢે બોલશો નહીં. ( ૧ ) જો તમે આખા જન્મારા સુધી ભણશો તોપણ ભણતરનો અંત આવનારજ નથી. અકલ, પૈસો, અને સદગુણનો સંગ્રહ કરવો એ આપણો ધર્મજ છે. (૨) સઘળી વખતે ને દરેક જગ્યાએ તમારે એવુંજ કરવું. કેમકે આથી ભણવાનો અભ્યાસ થાય છે; જેમ જેમ તમે ચિત્ત લગાડીને જોશો તેમ તેમ તમારી બુદ્ધિ વધતી જશે. [૩] ઉજડ જગામાં, અંધારામાં, અને સુની જગામાં તમે મનમાં સારી પેઠે તોલ કરીને સારા ગુણો સંઘરો; આવા વખતે આપણો જીવ કેવા વિચાર કરે છે તે જુઓ.(૪) આ વખત પેહેલાં જે જે બનાવો બનેલા છે તે તમે જોઈ સારા ગુણ શોધો; તે તમે તપાશીને જોશો તો તમારી બુધ્ધ તેથી વધશે. (૫) શરીરના સાંધા ને શકિત તેમજ દુનિયાનો વિચાર કરીને સારા ગુણ શોધો; શરીર કેવી ચતુરાઇથી અને કેવા કારણને વાસ્તે ઇશ્વરે બનાવ્યું છે તે તપાશી જુઓ. (૬) વળી આપણા મનને તપાશીને જુઓ ને જે ગુણ આપણને પ્રાપ્ત કરવાની જરૂર છે તે મેળવો. પછી બીજાનું જ્ઞાન લો; પછી સારું, માઠું, બે સમજપણું ને ખુશી થવા જેવું છે કે દિલગીર થવા જેવું છે તે દેખો (૭) મનુષ્યના ગુણો જે જાણવાના છે તે જાણો, તે જાણવાની ખરી જરૂર છે એમ સમજો. તેમજ બીજાને અક્કલ આપો ને તેની પાસેથી લો, અને દુઃખ તથા ન-

દારાં ગુણ હોય તેને છોડી દો. (૮) આટલું કર્યા બાદ એક જરૂરની વાત એ જાણવાની છે કે આપણું જેથી કલ્યાણ થાય એવો ઉપાય શોધો, (એટલે બનાવનાર પરમેશ્વરને યાદ પરો) પછી આપણને ઇશ્વિરે દયા કરીને શું શું બક્ષ્યું છે તે જુઓ.(૯) માણસનાં કરેલાં કૃત્યો જોઇને પછી ઇશ્વરનાં કરેલાં કામો સારી રીતે જુઓ. તેણે પર્વત, પથ્થર, વન. જીવ જંતુઓ અને અનેક તારાના જથા બનાવેલા છે તે જુઓ. [૧૦] વળી સમુદ્ર, સુરજ અને ચંદ્રમા તરફ નજર કરો તો તે જોતાં હજારો હજારો વિચાર મનમાં આવશે, માત્ર ઘાસ, ફળ અને ફુલમાંજ નજર કરશો તો બેહદ અક્કલ વાપરેલી માલમ પડે છે. (૧૧) વળી એથી પણ તમે વધારે બારીકીથી જોશો તો ઘણી અકલ મળશે. માટે દલપતરામ કહે છે કે ખરા અંતઃકરણથી સારી વિદ્યા ભણો.[૧૨]

—:o:—

**પાઠ ૨૩૪ મો.**

જોગવાઇ—તક.
આભ[સં] આકાશ
સુગ—ચીચરી છોશ.
અપાર—અતિશય.

**પાઠ ૨૩૫ મો.**

વીરા—ભાઈ.
પુંજ (સં) ઢગલો.
પ્રલે (સં) નાશ.
વારી—પાણી.
ઉભય [સં] બેઉ,
ભ્રષ્ટ[સં) રદ.
આતમઘાત (સં) પોતાને હાથે મરવું તે
મુનિવ્રત—બોલવું નહીં તે.
અકકડ—તંગ રહેવું તે.
રાસભ (સં) ગધેડો.
મોક્ષ (સં) છુટકો.
ત્રીભુવનપતિ (સં) ત્રણ ભુવનનો પતિ સ્વર્ગ મૃત્યુ પાતાલ (ત્રિભુવન—પતિ)



# કવિતાની સમજુતી

હે પ્યારા ભાઈ, આ સંસારના સુખ સાચા અને પવિત્ર સ્વભાવથી તમે ભોગવો, અને સારા સદગુણ શીખો; હેતથી તમે પ્રભૂને યાદ કરો, ખરાબ કામ કરતા નહીં. (૧) બીજાનું દુ:ખ દેખીને તેના ઉપર દયા કરો અને તેને ઉપકાર કરો, એથી તમારા કીધેલા પાપના ઢગલા નાશ પામશે ને પ્રભુ તમારૂ ભલું કરશે. (૨) પ્રભુને ઓળખ્યા શિવાય કદી મત કરીને કાંઈ કરવું નહીં; પાણીને જો જોરથી વલોવીએ તો કાંઈ ગીહું માખણ મળવાનું નથી. (૩) તેવીજ રીતે માયા મૂકયાથી કાંઈ પ્રભુ મળનાર નથી, પણ એથી ઉલટો બંને તરફથી જાય છે; જે કોઈ બળાત્કારે જીવ કાઢે તે આત્મઘાતી કહેવાય. (વાસ્તે પ્રભુને મળવાને જીવ કાઢવો નહિ] (૪) પ્રભૂના ગુણ ગાવા માટે જીભ બક્ષી છે, પણ બેવકુફો મુગા રહેવાનો નીમ લે છે, પગ ચાલવાને સારૂ કર્યા છતાં કેટલાક લુચ્ચા મમત કરીને ઉભા રહે છે. (૫)આંખો પરમેશ્વરને દેખવા વાસ્તે કરેલી છે તોપણ કેટલાક મુરખ તેને મીચીજ રાખે છે, પણ જગતના કર્તાએ જે કીધું છે તે સમજીનેજ કર્યું છે એમ સારા અકકલવાળા માણસો સમજે છે. [૬] તમે સંસારને શા વાસ્તે છોડો છો? એ છોડવાથી કોઈ કામ થવાનું નથી; જો નાગા રહેવાથીજ પ્રભૂ ખુશી થાય એમ હોત તો તે કપાસ શા સારૂ બનાવત ? (૭) જે મનુષ્ય માબાપને રોતાં મુકીને અને કુટુંબને તજીને સ્વતંત્ર થઈને ફરે તેથી કાંઈ પ્રભુ મળનાર નથી, પણ એથી તો મોટું પાપ બેગું થાય છે. (૮) જુઓ ઝાડ ટાઢ અને તડકો ખમે છે, અને માછલાં વગેરે જીવ જંતુ રાત દિવસ પાણીમાંજ નાહ્યા કરે છે; તેમજ પ-

તંગીયા અગ્નિમાં બળી મરે છે, પણ એથી કાંઈ સંસારનો છે-ડો આવનાર નથી). (૯) તેમજ ગધેડા રાખમાં આળોટીને રા-ખ ભર્યા કરે છે, વડને મોટી મોટી જટાઓ હોય છે, [વડવાઈ-ઓ] વાંદરાઓ તે હમેશાં જંગલમાંજ રહે અને તે ફળ તથા ફુલ ખાઈને કુદતા ફરે છે. [૧૦] પણ એમ રહેવાથી કાંઈ મૂ-ક્તિ થનાર નથી, પણ શરીરને દમવાથી ઉલટો જીવને સંતાપ થાય છે; માટે પ્રભુમાં હેત રાખીને હમેશાં બીહી બીહીને ચાલ-વું [ નઠારાં કામ ન કરવાં ] (૧૧) એથી કરીને સઉને સુખ થ-શે, એટલાજ માટે એવાં સારાં કામો હોંશે હોંશે કરશે તો દ-લપતરામ કવિ કહે છે જે ત્રણ ભુવનનો સ્વામી ( ઈશ્વર ) તે તમને સુખ આપશે. (૧૨)

સમાપ્ત.

# સૂચના.

આ નિચે લખેલી ચોપડીઓ અમદાવાદમાં પ્રસિદ્ધ કર્તા પાસેથી તથા શા. ઘેલાભાઈ ત્રીભોવનદાસ ઠે. લાંગેસર. તથા શા. ભીખાભાઈ છગનલાલ રીપનબ્રેંચ સ્કુલના માસ્તર પાસેથી મળશે.

**મુંબાઈ**— શા લાલભાઇ જેસંગભાઈ ઠે. ચંપાગલીમાં.

**વડોદરા**—ઝવેરી શીવરચંદ સવાઇચંદ ઠે. નરસીંહજીની પોળમાં તથા મોદી મગનલાલ રણછોડદાસ ઠે. પીપળાશેરીમાં.

**ખેડા**— ખેડાવર્તમાનના એડીટર શેઠ કાનદાસ ફુલચંદ

આ બુક જે માણસને આમટી રાખવી હોય તેણે પ્રસીદ્ધ કર્તાને પોષ્ટપેડ કાર્ડથી લખી જણાવવું. ઠે. ચોમખની પોળમાં.

હાવર્ડસ થર્ડબુકના મીનીંગ ફુલ પારસીંગ સાથે...૧-૦-૦

સેકન્ડ બુકના મિનીંગ..............................૦-૬-૦

સેકન્ડપાઠના મિનીંગ..............................૦-૮-૦

સાતમી ચોપડીના મીનીંગ..........................૦-૬-૦

ભુગોળવિદ્યા પ્રથમ ભાગ..........................૦-૨-૦

ભુગોળવિદ્યા ભાગ બીજો..........................૦-૩-૦

આ સઘળી ચોપડીઓ અમારી પાંસેથી રોકડી કીમતે મળશે. નાટપેઈડ કાગળ લેવામાં આવશે નહીં.

